# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતા ભાગ
૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦

મીરાંબાઈ ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

સતિ દ્રૌપદી સંપુર્ણ.
સચિત્ર ૦-૧૦-૦

મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૧-૦-૦

રાજ કઠીઆરો સંપુર્ણ
સચિત્ર ૧-૪-૦

રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦

સતિ સીતા સચિત્ર ૦-૧૦-૦

પતિનારાયણ વ્રત
સચિત્ર ૦-૮-૦

સત્યનારાયણની કથા
સચિત્ર ૦-૬-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર
સચિત્ર ૦-૧૦-૦

કામલત્તા સચિત્ર ૦-૧૦-૦

ચિતોડનો કરાણુ સચિત્ર
કીં. ૦-૮-૦

પ્રતાપી પ્રમિલા સચિત્ર
કીં. ૦-૮-૦

ઓચ્છવ પદમાળા
સચિત્ર કીં. ૦-૪-૦

રૂષિરાજનાં પદ સચિત્ર
કીં. ૦-૮-૦

ચતુર સ્ત્રી વિલાસ
ગરબાવળી ( લગનનાં ગીત સાથે) સચિત્ર ૦-૮-૦

એડવર્ડ પ્રી. પ્રેસ—અમદાવાદ.

# સતી સીતા.



-લેખક-

ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા,

સમ્પાદક ભારતજીવન—અમદાવાદ.



-:પ્રકાશક:-

રણછોડલાલ મોતીલાલ શાહ,

બુકસેલર રીચીરોડ—અમદાવાદ.




પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૧૦૦.

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫


—:૦:—

કીં. ૦–૮–૦.

# પ્રસ્તાવના.

—:૦:—

અમે દરેક માણસને ઉપયોગી થઈ પડે એટલા માટે એક ગ્રંથમાળા કાઢવા માંડી છે. અને તે જેમ બને તેમ સરળ ભાષામાં પ્રકટ કરીએ છીએ. મ્હોટાં મ્હોટાં પુસ્તકો જેમ બને તેમ ટુંકામાં લખાય અને તેમાં તે પુસ્તકોનો ભાવાર્થ આવી જાય તો તેથી ઓછાં ભણેલાં માણસો સહેલાઈથી સમજી શકે ને વાંચી શકે. ગુજરાતની સ્ત્રીઓને ઉપયોગી થઈપડે એવા ન્હાના ન્હાના પુસ્તકો અમે પ્રકટ કરવા માંડયા છે. "સતી સીતા"નું આ પુસ્તક પણ તેમાનુંજ એક સતિ ચરિત્ર છે. તેનો મ્હોટો ગ્રંથ આ પુસ્તકના લેખક રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા તરફથી લઘભગ ૩૨૫ પાનાનો, ચૌદ રંગીન છબીઓ સાથે પ્રકટ થયો છે. તેનો જ ટુંકસાર આ પુસ્તકમાં છે, ઓછુ ભણેલી બ્હેનો તેનો લાભ લેશે એવી આશા છે હવે પછી બીજા પણ સતી ચરિત્રો પ્રકટ કરવામાં આવશે અને તે પ્રકટ થયે પ્રસિદ્ધિમાં મૂકીશુ.

અમે બાળકો માટે તેમજ મ્હોટી ઉંમરના માણસો માટે પણ સરળ ભાષામાં ન્હાના ન્હાના ગ્રંથો પ્રકટ કરવાનો વિચાર રાખ્યો છે. જે ગામડાના ઓછું ભણેલા માણસોને ઘણા ઉપયોગી થઈ પડવા સંભવ છે. આશા છે કે સર્વલોકો તેનો લાભ લેશે તેમ થવાથી અમે વધારે પ્રમાણમાં લોકસેવા બજાવીશું.

**અમદાવાદ.** | **રણછોડલાલ મોતીલાલ શાહ.**
૧-૧-૨૫ | બુકસેલર, રીચીરોડ—**અમદાવાદ.**

# સમર્પણ.



મહાપવિત્ર

સતી સીતાજીનું જીવન ચરિત્ર.

ભારતવર્ષની

સર્વ સતીઓ, પતિવ્રતાઓ, અને પવિત્ર

દેવીઓનેજ

સમર્પણ

કરીએ

છીએ



લેખક,

પ્રકાશક.

શ્રી ગુરવે નમઃ

# સતી સીતા.

## રામાયણની ઉત્પત્તિ.



ઘણાં વર્ષ પહેલાં ચ્યવન નામના એક ઋષિ હતા, તેમના પુત્રનું નામ રત્નાકર હતું. રત્નાકર ઋષિ પુત્રહોવા છતાં કાંઇ ભણ્યો ગણ્યો ન હતો. રત્નાકર જ્યારે મોટી ઉમ્મરનો થયો ત્યારે ઘર ચલાવવાનો બધો ભાર તેને માથે પડયો, ઘર સંસાર ચલાવવા માટે પૈસાની પહેલી જરૂર પડે છે. પૈસા મેળવવા માટે વિદ્યા અને બુદ્ધિની જરૂર પડે છે. રત્નાકરમાં વિદ્યા પણ નહોતી અને સારી બુદ્ધિ પણ નહોતી. તેથી તેણે પૈસા મેળવવા માટે એક ઘણોજ પાપી નઠારો રસ્તો પકડ્યો. રત્નાકરે લુંટારાનું કામ કરવા માંડયું.

તેના ઘરથી થોડે છેટે એક જંગલ હતું. જંગલની નજીકમાંજ એક ધોરી રસ્તો હતો. તે રસ્તેથી જે લોકો આવજા કરતા તેને રત્નાકર લુંટી લેતો. જરૂર પડે તો તે માણસોનાં ખુન પણ કરતો. તેમ કરતાં તે પાછો હઠતો નહિ.

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. રત્નાકર જેવા બ્રાહ્મણ પુત્રનું એ પાપકર્મ જોઈ સ્વર્ગના દેવતાઓ બહુ દિલગીર થયા. તેનું કલ્યાણ કરવાની દેવતાઓને ઇચ્છા થઈ. દેવતાઓ પાપી માણસ ઉપર પણ તિરસ્કાર બતાવતા નથી. એક દિવસે બ્રહ્મા અને નારદ ગુપ્ત વેશ લઇ રત્નાકર જે રસ્તામાં ઉભો રહી લુંટ ચલાવતો હતો ત્યાં ગયા. તે દિવસે રત્નાકર પાસે એક કોડી પણ નહોતી તેથી તેને પૈસાની બેહદ તંગી હતી.

બે બ્રાહ્મણોને તે રસ્તે જતાં જોઇ રત્નાકર તેમની નજીક ગયો અને હાથમાંની જાડી લાકડી બતાવી કહ્યું, તમારી પાસે જે કાંઈ હોય તે મ્હને આપી દો નહિંતો આ લાકડી વડે તમને જમના દરબારમાં પહોંચાડી દઈ તમારી પાસેનું સર્વ હું લઇ લઇશ," ગુપ્ત વેશમાં આવેલા બ્રહ્માએ કહ્યું; અમે તો દરિદ્રિ બ્રાહ્મણ છીએ, અમારી પાસે કંઇ નથી એમ કહીએતો ચાલે થોડા પૈસાને ખાતર અમારૂં ખુન કરીશ નહિ" રત્નાકરે તેની નમ્ર વિનતિ તરફ ધ્યાન

આપ્યું નહિં. તેણે તેમને મારી નાખવા માટે લાકડી ઉપાડી. તે વખતે ગુપ્ત વેશમાં આવેલા બ્રહ્માએ કહ્યું, " ભાઈ ત્હારે અમને મારી નાંખવા હોય તો ભલે મારી નાંખજે પરંતુ અમે તેને એક સવાલ પૂછીએ તેનો અમને જવાબ આપ તું આંજે પાપકર્મ કરે છે તે પાપના ભાગીદાર બીજા કોઇ છે ખરા ?" રત્નાકરે જવાબ દીધો કે: " જેનાં ભરણ પોષણ માટે હું આ કર્મ કરૂં છું તેઓ મ્હારાં આ પાપના ભાગીદાર છે." બ્રહ્માએ કહ્યું તું જે કર્મ કરે છે તે સંબંધી તેં તેમને કોઇ દિવસ વાત કરી છે ખરી ?" રત્નાકરે કહ્યું, ના કોઇ દિવસ તેમને પૂછ્યું નથી. તેમને પૂછવાનું કારણ પણ નથી." એ સાંભળી બ્રહ્માએ કહ્યું. " અમને મારી નાંખ તેની અડચણ નથી. પરંતુ તેમ કરતાં પહેલાં ત્હારે ઘેર જઈ ઉપલો સવાલ ત્હારા ઘરમાં માણસોને પૂછી આવ અમે અહિં ઉભાજ રહીશું. જો તને વિશ્વાસ ન આવતો હોય તો અમને બન્નેને આ ઝાડ સાથે બાંધીને જા " જો કોઇ બીજો દિવસ હોતતો રત્નાકર તેમની એ વાત ઉપર વિશ્વાસ કરત નહિં પરંતું આજે તો દેવોની કૃપાથી તેના અંતઃકરણમાં સદ્બુદ્ધિ ઉત્પન્ન થઇ. તેણે બન્ને બ્રાહ્મણોને ઝાડ સાથે બાંધ્યા અને ઘેર ગયો.

રત્નાકરે ઘેર જઇ પહેલાં પોતાના બાપને, પછી માતાને અને છેવટે પોતાની સ્ત્રીને પૂછયું કે, '' હું જે પાપકર્મ

કરૂં છું તેમાં તમે ભાગીદાર ખરાં કે નહિં ?" બધાં એ ઉત્તર દીધો કે. "જે કરે તેજ ભોગવે. માતા. પિતા અને સ્ત્રીનું ભરપોષણ કરવું એ તો બધાનો ધર્મ છે. પુત્ર અથવા પતિ જો પિતા અને સ્ત્રીનું ભરણ પોષણ કરવા માટે પાપકર્મ કરે તો તેનું ફળ તેનેજ ભોગવવું પડે છે. બીજાને કંઈ પણ લેવા દેવા નથી."

આ જવાબ સાંભળી રત્નાકરને માથે જાણે આકાશ તૂટી પડયું, આ વખતે તે અધીરો થઇ ગયો. જેને માટે તે પાપકર્મ કરતો હતો તેમાંનું કોઇપણ તેના પાપકર્મમાં ભાગીદાર થતું નથી એ જાણી તેના પશ્ચાતાપનો પાર રહ્યો નહિ. તે રડતોરડતો પેલા બંને બ્રાહ્મણોની પાસે ગયો. તેમને ઝાડેથી છોડી બધી હકીકત કહી સંભળાવી અને આ પાપકર્મમાંથી હવે કેવી રીતે છુટાય તે પૂછવા લાગ્યો બ્રહ્માએ કહ્યું કે, "ભાઈ! ગભરાઇશ નહિં. એ પાપમાંથી છુટવાનો ઉપાય છે. તું શાંતચિત થઇને એક આસને બેસી ઘણો વખત રામ—નામનો જપકર જેથી ત્હારાં બધાં પાપકર્મ બલી ભસ્મ થઇ જશે." રત્નાકરે બ્રાહ્મણનું કહ્યું માન્યું. પરંતુ પાપીને મ્હોડે કંઇ સહજે રામ નામ આવે ખરૂં ! ઘણી મહેનતે રત્નાકર રામ નામનો જપ કરવા લાગ્યો

મ્હોટાં પાપનું પ્રાયશ્ચિત તે કંઈ એક બે દિવસમાં

થઈ જાય ? રત્નાકરે એકજ આસને બેસી સાઠ હજાર વર્ષ રામ—નામનો જપ કર્યો. તેનું શરીર માત્ર હાડપિંજરના ખોખા જેવું થઈ ગયું, તેના શરીર ઊપર વલ્મીકે રાફડા બાંધ્યા. તે વલ્મીકના રાફડાઓ નીચે બેસી જપ કરવા લાગ્યો.

આટલી બધી સખત તપસ્યા કર્યા પછી તે દેવતાઓની કૃપા મેળવી શકયો. તેને નવું જીવન આવ્યું વલ્મીક વડે તેનું શરીર ઢંકાઈ ગયેલું હોવાથી તેનું નામ વાલ્મીકિ મૂનિ પડયું, ભગવાનના શુભ આશિર્વાદથી, અને સર્વ સાધનના બળથી લુંટારો રત્નાકર વાલ્મીકિ મુનિ થયો. ભગવાનનું ભજન કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. એ તદ્દન સત્ય છે.

તેની તપસ્યાથી દેવતાઓએ પ્રસન્ન થઈ તેને આજ્ઞા કરી કે;—" તું રામનામથી પવિત્ર થયો છે. હવે તું ભગવાન શ્રીરામ ચંદ્રજીનું ચરિત્ર લખ. " એ સાંભળી વાલ્મીકિ આશ્ચર્ય પામ્યો. તેણે વિચાર્યું કે અહો પ્રભુ હું, ભણતાં લખતાં શીખ્યો નથી, હું શી રીતે રામાયણ નામનો ગ્રંથ લખીશ. " દેવતાઓએ કહ્યું. " તું ચિન્તા ના કર, ત્હારી જીભ ઉપર સરસ્વતી બિરાજશે. "

એ પછી એક દિવસ વાલ્મીકિ મુનિ ગંગાનદીપર સ્નાન કરવા જતા હતા, તે સમયે તેમણે જોયું કે એક પારધી

(શિકારી) નજીકના એક ઝાડ ઉપર કંઈ શિકાર કરવા તાકી રહ્યો છે. તેઓ જ્યારે ઝાડની નજીક ગયા. ત્યારે તેમણે જોયું કે, નિર્દય પારધીના બાણથી વિંધાઈ એક ક્રૌંચ સ્ત્રી-પુરૂષનું જોડામાંથી એક ક્રૌંચ પક્ષી જમીનપર પડ્યું. આ હૃદય ભેદક દેખાવ જોઇ મુનિરાજ વાલ્મીકિને બેહદ દિલગીરી થઈ. તેમણે બાજુમાં નજર ફેરવી તો, જોયું કે, એક પારધી હાથમાં ધનુષ્ય લઈને ઉભો છે, તેઓ શાંત રહી શકયા નહિં, તેજ વખતે મુનિજીના મુખમાંથી એકાએક શબ્દો નિકળ્યા કેઃ—

" मा निषाद प्रतिष्ठां त्व गमः शाश्वतीः समाः
यत् क्रौंच--मिथुना देकमवधीः काम मोहितम् ॥ "

આ કેવી દૈવી વાણી ' આ કેવી અમૃત જેવી ભાષા ! આ કેવો મનોહર છંદ ! વાલ્મીકિ આશ્ચર્ય પામ્યા. તેમના મુખમાંથી આ કેવી અલૌકિક વાણી નિકળી ! એજ વખતે દેવતાઓએ આજ્ઞા કરી કે એ ભાષામાં એજ છંદમાં રામાયણ બનાવો સરસ્વતી માતા તમારી જીભ ઉપર વાસ કરશે. "

દેવતાઓની આજ્ઞા સરસ્વતીના પુત્ર જેવા વાલ્મીકિએ મધુરી સુંદર ભાષામાં રામાયણ—ગ્રંથ બનાવ્યો. રામાયણ કેમ બન્યું તેનો આ ઇતિહાસ છે.

---

## પ્રકરણ પહેલું.



પૂર્વે મિથિલા દેશમાં એક પ્રસિદ્ધ અને પરાક્રમી રાજવંશ રાજ્ય કરતો હતો. હમણાં જે ઠેકાણાને ત્રિહૂત જીલ્લો કહે છે તેજ ઠેકાણાને મિથિલા કહેવામાં આવતું એવું લોકો અનુમાન કરે છે. એ રાજ્યનાસ્થાપનાર અને પહેલા રાજાનું નામ નિમિરાજા હતું. નિમિના પુત્રનું નામ મિથિ અને મિથિના પુત્રનું નામ જનક હતુ. એ પછી મિથિલા દેશમાં જેટલા રાજા થયા તે બધાને જનક નામથી ઓળખાતા.- પરંતુ રાજા દશરથના વખતમાં જેઓ મિથિલામાં રાજ્ય કરતા હતા તેમનેજ જનક નામથી મુખ્યરીતે ઓળખતા,

રાજા જનક ઘણા નીતિ કર્મ જાણનાર રાજા હતા, તેથીજ ઋષિઓ તેને રાજર્ષિ “ કહેતા. રાજા પણ ખરી રીતે જોતાં પોતાને “ રાજર્ષિ કહેવડાવવા યોગ્યજ હતા. તેમના જેવા ન્યાયી અને ધર્મનિષ્ઠ રાજા ઘણાજ ઓછા હતા. વળી તેમના જેવા સંસારી છતાં યોગી જેવા અને માયા વગરના સંસારી પુરૂષો પણ ભાગ્યેજ જોવામાં આવતા. તેઓ એટલા બધા જ્ઞાની હતા. કે; બ્રાહ્મણો પણ તેમને ક્ષત્રિ નહિં સમજતાં તેમની પાસેથી ઉપદેશ લઇ

પોતાનું કલ્યાણ કરતા. સંસારના બધાં કામ કાજ તેઓ સારી પેઠે કરતા રહેછે છતાં પણ સંસાર તરફ તેઓ પુરેપુરા વૈરાગી અને વિષય વાસના વગરના રાજા ભાગ્યેજ જોવામાં આવે છે. રાજર્ષિ જનકમાં ઉપલા બધા સદ્દગુણોથી શોભતા હતા. તેથીજ લોકોમાં તેમને સારી પેઠે માન મળતું.

સીતાદેવી એજ જનક રાજાનાં પુત્રી હતા. સીતા, દેવીના જન્મ સંબંધી રામાયણમાં લખ્યું છે કે; રાજર્ષિ જનક એક દિવસ ખેતરમાં હળ લઇને ખેડતા હતા. તે વખતે અચાનક તેમણે જોયું કે; હળના દાંડા આગળ ભોંયપર એક સુંદર બાલિકા પડેલી છે. આવી જગ્યાએ એક અતિશય સુંદર બાલિકાને જોઇ તેમને ઘણુંજ આશ્ચર્ય થયું. તુરતજ તેમણે તે બાળકીને બે હાથે ઉંચકી લઈ રાજમહેલ તરફ ચાલવા માંડયું. ત્યાં તેમણે બાળકીનું સારી પેઠે લાલન પાલન કરવા માંડયું. સીત એટલે હળનું મ્હોડું. એ ઠેકાણેથી ઊત્પન્ન થવાથી બાળકીનું નામ સીતા પાડયું. સીતા. રાજા જનકને પોતાના પિતા અને તેમનાં રાણીને પોતાની માતા જાણતાં.

જનક અને તેમની સ્રીના અતિશય પ્રેમ અને લાલન પાલનને લીધે સીતાની બાલક અવસ્થા વીતી જુવાન અવસ્થાની શરૂઆત થઇ. તેના જેવી અતિશય સુંદર સ્વરૂપવાન અને સારાં લક્ષણવાળી કન્યા મેળવવાથી રાજા જનક પોતાને

ભાગ્યશાળી માનવા લાગ્યા. સીતાની ઉમ્મર વધતી ગઈ તેમ તેમ તેની વર્ત્તણુક બહુજ ઉત્તમ થઈ પડી. રૂપ અને ગુણમાં તેના જેવી બીજી કોઈ કન્યાજ ન હતી. સીતાના એવા રૂપ–ગુણ જોઈ બધાની ખાત્રી થઈ કે; તે દૈવી બાળકી છે. તેથીજ તેનામાં આટલું બધું રૂપ અને આટલા બધા ગુણ છે. જે જે બધા ઋષિ મુનિઓ જનક રાજાને ત્યાં આવતા તેઓ પણ સીતાના સારાં લક્ષણો જોઈ આશ્ચર્ય પામતા અને સીતા કંઇ સાધારણ સ્ત્રી નથી એવી તેમની પાક્કી ખાત્રી થતી. આવી સુંદર રૂપવાળી સીતા કોની સાથે પરણાવવી તેનો રાજા જનકને મોટો વિચાર થઇ પડયો, આવા સુંદર કન્યારૂપી રત્નને કોઇ સાધારણ રાજકુમારના હાથમાં સોંપી શકાય નહિ; તેમણે કેટલાએ રાજા અને રાજકુમારો સંબંધી વિચાર કરી જોયો. પણ કોઇ સીતાને લાયક જણાયો નહિ.

એ વખત એવો હતો કે; કન્યાનાં લગ્નને માટે અનેક પ્રકારના ઉપાયો શોધવામાં આવતા. કોઈ ઠેકાણે કન્યાનો બાપ અથવા તેનો કોઈ સગો અનેક દેશ પરદેશ ફરીને યોગ્યવર શોધી કાઢતા. અને તેની સાથે કન્યા પરણાવતા. જો કે તેમ કરવામાં કન્યાની પણ સલાહ પૂછવામાં આવતી અને તેની મરજી પ્રમાણેજ વર પસંદ થતો. વળી કોઈ ઠેકાણે વરની પસંદગી માટે કન્યા પોતેજ યોગ્યવર પસંદ કરી લેતી, મ્હોટી મ્હોટી રાજ કન્યાઓ માટે સ્વયંવરની

રચના થતી. કન્યાનો પિતા પોતાની જ્ઞાતિના રાજાઓને આમંત્રણ કરતા. જેઓ લગ્ન કરવાની ઇચ્છા રાખતા તે સર્વે રાજાઓ કન્યાને ત્યાં આવતા. અમુક વખતે સભા ભરવામાં આવતી અને વરમાળા હાથમાં લઇને કન્યા તે સભામાં જતી. ત્યાં બેઠેલા રાજા અને રાજકુમારોમાંથી એક પછી એકનાં ગુણ–પરાક્રમ કહી સંભળાવતા. રાજકન્યા તે બધાંમાંથી જેને પસંદ કરતી તેના ગળામાં વરમાળ પહેરાવતી. એ બે રિવાજ ઉપરાંત એક ત્રિજો રિવાજ પણ ક્ષત્રિય રાજાઓમાં ચાલતો. લગ્નને માટે તૈયાર થયેલા વરરાજાના બળની પરીક્ષા કરવામાં આવતી. જે રાજકુમાર એ પ્રકારનાં પરાક્રમની પરીક્ષામાંથી પસાર થતો તેજ રાજકુમારીને માટે યોગ્ય વર ગણાતો. રાજા જનકે પોતાની અતિશય વહાલી પુત્રી સીતાને પરણાવવા માટે એ છેલ્લો રિવાજ પસંદ કર્યો હતો.

એક વખત સર્વ દેવોના દેવ મહાદેવે દક્ષયજ્ઞનો નાશ કરવા એક માટે મોટું ધનુષ્ય હાથમાં લઈ તેમાં બાણ ચઢાવી ક્રોધે ભરાઇ દેવતાઓને એકઠા કરી કહ્યું હતું કે: “એ યજ્ઞનો અંશ મ્હને આપવાના નથી એવો તમે નિશ્ચય કર્યો છે અને તે માટે વ્યવસ્થા પણ કરી છે. તમારા એ ગુન્હાની શિક્ષાં આપવા માટે આ બાણ મારી હું તમારો સર્વનો નાશ કરી દઇશ. મહાદેવજીની એ વાત સાંભળી બધા દેવતા ઘણો

ભય પામ્યા. અને અનેક પ્રકારે તેમની સ્તુતિ કરી તેમનો ક્રોધ શાંત પાડયો, મહાદેવજીએ તેજ વખતે તે ધનુષ્યબાણુ નીચે મૂકયું. દેવતાઓએ તે મહાદેવ–ધનુષ્ય, મહારાજા જનકના પૂર્વજ નિમિરાજાના પુત્ર દેવરાજની પાસે રાખી મૂકયું. તે વખતથીજ તે ધનુષ્ય મિથિલાના રાજમહેલમાંજ રહ્યું હતું. આવું મ્હોટું ધનુષ્ય તે વખતે બીજા કોઇને ત્યાં ન હતું. તેમજ તેમાં બાણુ ચઢાવવું એ પણુ કોઇ સાધારણુ માણુસથી બને તેમ ન હતું. એટલુંજ નહિં પણુ બધાંની ખાત્રી હતી કે: જગત્‌માં એવો ભાગ્યેજ વીર હશે કે જે એ મહાદેવના ધનુષ્ય પર બાણુ ચઢાવે. રાજા જનકને આ વખતે શંકર–ધનુષ્ય યાદ આવ્યું. તેમણે ચારે દિશામાં દરેક રાજાઓને ખબર કરાવી દીધી કે; જે વીરપુરૂષ. મહાદેવના ધનુષ્ય પર બાણુ ચઢાવશે તેને મ્હારી કન્યા સીતા પરણાવીશ. ચારે દિશામાં એ સમાચાર પોંચતાંજ ઠેક ઠેકાણેથી રાજા અને રાજકુમારો તેમને ત્યાં આવ્યા અને ધનુષ્યમાં બાણુ ચઢાવવા યત્ન કર્યો પણુ કોઇથી તેમ થઇ શકયું નહિ ઘણા રાજાઓ અને રાજકુમારોનાં ટોળાં નિરાશ થઈ જનક રાજાને ઘેરથી પાછા ફરવા લાગ્યા. કેટલાકતો પોતાને અપમાન થયેલું પણુ માની જનક સાથે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયાં. જનકરાજા તેમને હરાવી દેતા ત્યારે તેઓ દિલગીર થઇ પોતાને ત્યાં પાછા ફરતા. મહારાજ જનકે જોયું કે;

જેટલા રાજાઓ આવ્યા હતા તેમાંથી કોઇએ મહાદેવના ધનુષ્ય પર બાણ ચઢાવવાનું તો વેગળે રહ્યું પણ કોઇથી તે ધનુષ્ય ઉંચકાયું સુદ્ધાંનથી. ત્યારે તેઓ ઘણાજ દિલગીર થયા. તેમણે વિચાર્યું કે; કદાચ પૃથ્વીપર એવો કોઈ ક્ષત્રિય વીર ભાગ્યેજ હશે કે જે શંકરનું ધનુષ્ય ઉપાડવા જેટલી પણ શક્તિ ધરાવતો હોય. ત્યારે શું મ્હારી સીતાનું લગ્ન થવું અશંભવિત છે? હવે ઉપાય શો? જનકે જે પ્રતિજ્ઞા કરી હતી તેતો પાળવીજ જોઈએ.

---

## પ્રકરણ બીજું

---



મે જે વખતની વાર્તા કહીએ છીએ તે સમયે " વીર પુરૂષ રાજા દશરથ અયોધ્યાની ગાદીપર બિરાજતા હતા, તેમને ચાર પુત્રો હતા. એ ચારે પુત્રનાં નામ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન હતું. મહારાજા દશરથને ત્યાં ઘણાં વર્ષ સુધી પુત્ર ઉત્પન્ન થયો ન હતો, તેથી તેમના ગુરૂ વશિષ્ઠજી અને બીજા મુનિઓની આજ્ઞાથી તેમણે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો. તે યજ્ઞના ફળથી તેમની ત્રણ રાણીઓ

કૌશલ્યા, કૈકેયી અને સુમિત્રાને ગર્ભ રહ્યા. તેમાં કૌશલ્યાના ગર્ભથી રામચંદ્રજી, કૈકયીના ગર્ભથી ભરત, અને સુમિત્રાના ગર્ભથી લક્ષ્મણ અને શત્રુઘ્નનો જન્મ થયો હતો. મહારાજ દશરથે ચારે પુત્રને વિદ્યાભ્યાસ માટે સારી વ્યવસ્થા કરી હતી. તે ચારે ભાઇઓ જે રૂપમાં અતિ સુંદર હતા તે પ્રમાણે અનેક ગુણોવડે શોભતા હતા. તેમની વિદ્યા, બુદ્ધિ અને વિરત્વ જોઇને નગરના લોકો ઘણો આનંદ પામતા હતા.

એજ વખતે એક દિવસ મહર્ષિ વિશ્વામિત્ર અયોધ્યા નગરમાં પધાર્યા. મહારાજા દશરથે તેમને ઘણું માન આપ્યું અને સારા આશન પર બેસાડયા. અને તેમના આવવાનું કારણ પૂછ્યું; મહર્ષિ વિશ્વામિત્રે તેમને કહ્યું કે;" મ્હેં એક યજ્ઞ શરૂ કર્યો છે. યજ્ઞ પુરો થતાં પહેલાંજ મારીચ અને સુબાહુ નામના બે રાક્ષસો આવી યજ્ઞના કુંડમાં માંસના કટકા નાંખી લોહીની ધાર પાડે છે, તેથી મ્હારો યજ્ઞ ભંગ થઇ ગયો છે. તેથીજ હું અયોધ્યામાં આવ્યો છું. મ્હેં સાંભળ્યું છે કે; તમારા રાજપુત્ર રામચંદ્રજી મહાન વીર પુત્ર છે.તેઓ પોતાના બળથી યજ્ઞમાં વિઘ્ન નાખનાર રાક્ષસોને નાશ કરવા શક્તિવાન થશે. તેથી થોડા દિવસને માટે રામચંદ્રજીને મ્હારા આશ્રમમાં મોકલો.

ઋષિ વિશ્વામિત્રનું ભાષણ સાંભળી રાજા દશરથને ઘણી બ્હીક લાગી. રામચંદ્રજી લડાઈ કરવાની વિદ્યા સારી

પેઠે જાણતા હતા છતાં પણ શું મારીચ અને સુબાહુ જેવા ભયંકર રાક્ષસોને હરાવી શકે ખરા ? પુત્ર ઉપરના પ્રેમને લીધે રાજા દશરથને ઘણી ચિંતા થઈ. તેમને દિલગીર થયેલા જોઈ વિશ્વામિત્રે કહ્યું કે; "શુ વિચાર કરો છો ? શા માટે ઢીલ કરો છે ?" વિશ્વામિત્રને ક્રોધે ભરાયલા જોઈ પોતાની ઈચ્છા નહિ છતાં પણ રાજા દશરથે રામને ઋષિ સાથે જવા કહ્યું. મહાન્ વીર લક્ષ્મણ પોતાના વડીલ બંધુ રામચંદ્રજીની સાથે ને સાથેજ રહેતા તેથી વિશ્વામિત્રજીની આજ્ઞા લઈ પોતે પણ રામની સાથે જ ગયા.

આશ્રમ આગળ જઈ શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીએ પોતાના બાહુબળથી બન્ને રાક્ષસોને મારી નાંખ્યા અને ઋષિજીનો આશ્રમ ભય વગરનો કર્યો રૂષિ વિશ્વામિત્રે ફરીથી યજ્ઞ શરૂ કર્યો. અને આનંદ ભરેલ ચિત્તે તે પવિત્ર કામ પુરૂં કર્યું. એ સમયે એક દિવસ વિશ્વામિત્રે રામચંદ્રજીને શંકરના ધનુષ્યની વાત કહી. તેમણે કહ્યું કે;" રાજર્ષિ જનકે એક પ્રતિજ્ઞા કરી છે કે; જે વાર પુરૂષ એ ધનુષ્ય પર બાણ ચઢાવી શકશે તેને તેઓ પોતાની સદ્ગુણ-વાળી પરમ સુંદર કન્યા સીતા પરણાવશે. એ ધનુષ્યમાં બાણ ચઢાવવા માટે કેટલાએ દેશના વીર રાજા અને રાજકુમારો રાજા જનકને ત્યાં આવી ગયા. બાણ ચઢાવવું તો દૂર રહ્યું પણ કોઇ તે ધનુષ્ય ઉંચકી શકતુંજ નથી. ઋષિનાં એ વચનો સાંભળી શંકરનું ધનુષ્ય જોવાની રામચંદ્રજીને ઇચ્છા થઈ. તેમણે મહર્ષિને બે હાથ જોડી શંકર–ધનુષ્યનાં દર્શન

કરવાની ઇચ્છા કહી સંભળાવી, વિશ્વામિત્રે આનંદ ભરેલે ચિતે તેમને જનકરાજાને ત્યાં લઇ જવા હા કહી.

વિશ્વામિત્ર અને રામચંદ્રજી તથા લક્ષ્મણજી જનકને ત્યાં જવા નિકળ્યા થોડા સમયમાંજ તેઓ રાજા જનકને ત્યાં આવી પહોંચ્યા. રાજા જનકે તેમનો સારો સત્કાર કર્યો. વિશ્વામિત્રે રામ અને લક્ષ્મણનું જનકને ઓળખાણુ આપ્યું, અને કહ્યું; "તમારા રાજમહેલમાં જે શંકર-ધનુષ્ય છે તે બે આ વીર રાજકુમારને બતાવો. તેનાં દર્શન કરવાની શુભ ઇચ્છાથીજ તેઓ તમારે ત્યાં આવ્યા છે."

એ સાંભળી રાજા જનકે પોતાના મહાબળવાન સેવકોને ધનુષ્ય ની પેટી ત્યાં ખેંચી લાવવા આજ્ઞા કરી. એટલે તેઓ ઘણે કષ્ટે-ઘણી મહેનતે ધનુષ્ય વાળો પટારો ત્યાં ખેંચી લાવ્યા. વિશ્વામિત્રજીએ રામને કહ્યું; "બેટા રામ! જૂઓ, આ શંકરનું ધનુષ્ય." રામચંદ્રજીએ પેટારાનું ઢાંકણુ ઉઘાડી કહ્યું કે. "શું હું એને બહાર કાઢી બાણુ ચઢાવી શકીશ ? મ્હને આજ્ઞા આપોછો ?" રાજા અને ઋષિએ હા કહી. તેજ સમયે હજારો માણસોની વચમાં રામચંદ્રજીએ ધીમે રહીને ધનુષ્ય ઉંચકયું અને તેમાં બાણ ચઢાવવા માંડયું. તેજ વખતે ધનુષ્ય ભાંગી બે કટકા થઈ ગયા. એ જોઈ બધાને ઘણુંજ આશ્ચર્ય થયું. રામચંદ્રજીનું અદ્ભુત બળ જોઇ સર્વે એ તાળીઓથી વધાવી લીધા. રામનો બધે જયજયકાર થયો.

એ વખતે રાજર્ષિ જનકે બે હાથ જોડી વિશ્વામિત્રને કહ્યું કે ભગવન્! મ્હારી સીતાના લગ્ન માટે મ્હને મ્હોટો વિચાર થઈ પડયો હતો. આ ધનુષ્ય ઉપર કોઈ બાણ ચઢાવશે એમ મ્હારા સ્વપ્નમાં પણ નહોતુ મેં તો ધાર્યું હતું કે સીતા કુંવારીજ રહેશે. પરંતુ આજે મ્હને ઘણોજ આનંદ થયો છે, હવે હું મ્હારી પ્રાણથી વ્હાલી સીતાને શ્રી રામચંદ્રજીને અર્પણ કરીશ. જો આપ આજ્ઞા આપો તો હું હમણાંજ આ હકીકત કહેવા માટે અયોધ્યામાં રાજા દશરથજીને ત્યાં સેવક મોકલું." વિશ્વામિત્રે આનંદ ભરેલે ચિતે રજા આપી તેજ વખતે રાજા દશરથને લગ્નના શુભ સમાચાર કહેવડાવવા એક સેવકને અયોધ્યા મોકલ્યો.

રાજા જનકની કન્યાએ જ્યારે સાંભળ્યું કે; દશરથરાજાના મહાપરાક્રમી યુવાન પુત્ર રામચંદ્રજીએ શંકર ધનુષ્ય ભાગી નાંખ્યું છે ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહિ તેમણે નગરના હજારો લોકોને મ્હોડેથી રામચંદ્રજીના રૂપ–ગુણ પરાક્રમના વખાણ સાંભળ્યાં. તે સમયે તેમનું અંતઃકરણ રામચંદ્રજી તરફ આકર્ષાયું,રાજર્ષિ જનકે ધનુષ્ય ભંગ કરવાની પ્રતિજ્ઞા લીધા પછી ઘણી ચિન્તા ભરેલે ચિતે સમય વિતાડતા હતા. તેમના મનમાં એવોજ નિશ્ચય થયો હતો કે કોઈપણ રાજકુમારને હાથે અતિશય સુંદર કન્યાનાં લગ્ન પણ થશે નહિ. હવે તો રામચંદ્રજીએ તે ધનુષ્ય

ભાંગી નાંખ્યું છે. એ સાંભળી સીતાજીએ મનમાંજ નિશ્ચય કર્યો કે: જે વીર પુરૂષે પોતાના પિતાની ચિન્તા ટાળી છે. તે રૂપ–ગુણવાળો હોય કે ન હોય તોપણ તેનેજ પોતાનો પતિ માની લઇ તેના ચરણમાં સર્વ જીવન અર્પણ કરવું એજ પોતાનું કર્તવ્ય છે. પરંતુ જ્યારે તેમણે રામચંદ્રજીના રૂપ, ગુણ અને અતિ ઉત્તમ પ્રકારની નીતિ–ધર્મની વાતો સાંભળી ત્યારે તેમના હૃદયમાં રામ–રામજ થઇ રહ્યું. તેમને તેજ ક્ષણે પોતાનું અંતઃકરણ રામનેજ સોંપી દીધું.

થોડા દિવસની અંદરજ ભરત, શત્રુઘ્ન, ગુરૂ વશિષ્ઠ અને ઘણા સેવકો સહિત મહારાજા દશરથ રાજા જનકના રાજમહેલમાં આવી પહોંચ્યા. મહારાજા જનકે પણ રાજા દશરથને યોગ્ય સન્માન આપ્યું અને તેમનો આદર સત્કાર કર્યો અને તેમની રજા લઇ લગ્નની સર્વ તયારીઓ કરવા મંડયા. ઋષિ અને વશિષ્ઠ અને વિશ્વામિત્રજીની સલાહથી લક્ષ્મણજી સાથે જનકની બીજી કન્યા ઉર્મિલાનાં અને ભરત તથા શત્રુઘ્ન સાથે જનકરાજાના ભાઈ કુશધ્વજની કન્યા માંડવી અને શ્રુતકીર્તિનો વિવાહ કરવાનું ઠેરવ્યું. ભગવાનની કૃપાથી મોટા ઠાઠમાઠથી લગ્નકાર્ય પરિપૂર્ણ થયું. રામચંદ્રજીની કોમળ દેહકાંતિ અને હસતું મુખ જોઇ સીતાદેવીને અતિ આનંદ થયો. તેમણે પોતાનો આત્મા રામચંદ્રજીને અર્પણ કરી દીધો. તેમણે પોતાના પતિરાજ સાથે પ્રતિજ્ઞા કરી કે: “ મરણ સુધી હું આપની સાથે દાસી

તરીકે રહી સેવા કરીશ." રામે પણ પોતાનાં પત્ની દેવી સીતાનું સુંદર મુખ અને પવિત્ર મૂર્તિ જોઇ તેને પોતાની પવિત્ર પત્ની તરીકે સ્વીકારી. વિવાહ કાર્ય થઈ રહ્યાં પછી બીજે દિવસે રાજા જનકે સર્વને વિદાય કરવાની તૈયારી કરી. રાજર્ષિ જનકે પોતાની કન્યા અને પોતાના ભાઇને કન્યાઓને પુષ્કળ ગાયો, ઘોડા, હાથી, મણિ, મુક્તા, વસ્ત્રો આભૂષણો, રથ અને પાયદલ દાસદાસીઓ વગેરે કન્યાદાનરૂપે આપ્યું. મહારાજા દશરથ, પુત્ર તથા પુત્રની પત્નીઓ સાથે અયોધ્યા તરફ વિદાય થયા. રસ્તામાં મહાન્‌વીર પરશુરામે તેમને રોકયા. અને રામચંદ્રજીને કહ્યું: હે વીરયુવક! દશરથ આ ધનુષ્ય ઉપર બાણ ચઢાવી તમારૂં બળ બતાવો. આ ધનુષ્ય ખેંચવાથી તમારૂં બળ જણાઈ આવશે. પછી હું તમારી સાથે હાથો હાથ યુદ્ધ કરવા તૈયાર થઇશ."

જમદગ્નિના એવાં અહંકાર ભરેલાં વાક્યો સાંભળી રામચંદ્રજીએ તેમના હાથમાંનું ધનુષ્ય પોતાના હાથમાં લીધું. અને તેમાં બાણ ચઢાવ્યું. પછી કહ્યું: "તમે બ્રાહ્મણ છો. મારે માટે પૂજવા યોગ્ય છો. તેથીજ તમારા ઉપર આ બાણ છોડી શકતો નથી. પણ તમે રજા આપો કે: આ બાણથી તમારા તપોબળ વડે એકઠું કરેલું પુષ્કળ બળ અને તમારૂ પુણ્ય એ બેમાંથી કઈ વસ્તુનો નાશ કરૂં? તમે જાણોછો કે: આ બાણ ચઢાવેલું ફોકટ જશે નહિ." એ સાંભળી પરશુરામ સજ્જડ થઇ ગયા અને ધીમે ધીમે

બોલ્યા: "હે મહાવીરયુવક! તમે મ્હારી અખુટ શક્તિનો નાશ કરશો નહિ. માત્ર મ્હેં તપોબળથી જે પુણ્ય પ્રાપ્ત કર્યું છે તેનો નાશ કરો."

તેજ વખતે રામચંદ્રજીએ ખાલી બાણ ફેંક્યું. તે બાણુથી પરશુરામે તપોબળથી મેળવેલું બધું પુન્ય નાશ પામ્યું. તે ચુપચુપ મહેન્દ્ર પર્વત તરફ ચાલ્યા ગયા. મહારાજા દશરથ અયોધ્યા તરફ ચાલ્યા ગયા.

## પ્રકરણ ત્રીજું.



સીતાદેવી અયોધ્યાના રાજમહેલમાં આવ્યાં તે વખતે ચારેદિશામાં આનંદ પસરી રહ્યો. અયોધ્યાનગરીના તમામ સ્ત્રીપુરૂષો સીતાદેવીના દર્શન કરવા આવવા લાગ્યાં જેમને સીતાદેવીનાં દર્શન કર્યાં તેમણે કહ્યું કે: આજે અયોધ્યાના રાજમહેલમાં લક્ષ્મી માતા પધાર્યાં છે. કૌશલ્યા, કેકયી, અને સુમિત્રાના આનંદની સીમા રહી નહિં. તે નવીન વહુઓને વધાવી રાજમહેલમાં લઈ ગયાં. મહારાજ દશરથનો ઘરસંસાર ખરેખરો સુખનો સંસાર થઈ ગયો.

જોતજોતામાં બાર વર્ષ વીતી ગયાં. રામચંદ્રજીએ પિતાની પાસેથી રાજનીતિ શીખવા માંડી. દશરથજી વૃદ્ધા-

વસ્થાને લીધે બરાબર રાજકારભાર ચલાવી શકતા નહોતા. તેથી શ્રીરામચંદ્રજી પિતાની પાસે રહી તેમને સારી પેઠે સહાયતા કરતા હતા. રાજની પ્રજા રામચંદ્રજીનો કારભાર જોઇ તેમની ખુબ પ્રશંસા કરતા હતા. મહારાજા દશરથ પોતાના પ્રાણથી વિશેષ વ્હાલા પુત્રનાં વખાણ સાંભળી આનંદ-સાગરમાં જાણે સ્નાન કરી રહ્યા હતા. અંતે તેમણે મનમાંજ નિશ્ચય કર્યો કે: લોકપ્રિય રામચંદ્રજીને બધો રાજ્યકારભાર સોંપી દઈ પોતે વાનપ્રસ્થાશ્રમ ભોગવવો. એ સંબંધી તેમણે દેશની પ્રજા, રાજ્યના દિવાન, અને બીજા દરબારી સભાસદો ઉપરાંત પોતાના મિત્રો વગેરેનો અભિપ્રાય જાણવા માટે સર્વેને રાજસભામાં બોલાવ્યા. દેશના માનવંતા આગેવાનો તથા રાજ્યના સભાસદો વગેરે હાજર થયા પછી સભામાં તેમણે પોતાના વિચાર જણાવી સર્વનો અભિપ્રાય પૂછયો. તેમણે એમ પણ કહ્યું કે: જો સર્વની ઇચ્છા હોય તો તેઓ રામચંદ્રજીનો રાજ્યાભિષેક કરવાની તૈયારી કરે.

રાજા દશરથના વિચારો સાંભળી રાજસભામાં બેઠેલા સર્વ સભાસદોએ એકે અવાજે હા પાડી. સર્વેએ કહ્યું કે: રામચંદ્રજીના હાથમાં રાજકારભાર સોંપવાથી અમે પરમ આનંદ પામીશું. મહારાજ દશરથે તુર્તજ સર્વના દેખતાં રામચંદ્રજીને યુવરાજ તરીકે બીજે દિવસે રાજ્યાભિષેક કરવાના વિચારો જણાવી દીધા. રાજ્યના અમલદારોને આજ્ઞા કરી કે: રાજ્યાભિષેકની બધી તૈયારી કરો. આ શુભ સમા-

ચાર થોડીવારમાંજ અયોધ્યા નગરીમાં ખધે ફરી વળ્યા. નગરીના લોકોએ રામચંદ્રજીને શુભ શુકન કરવા માટે અનેક પ્રકારે પોતાનાં મકાનો શણગાર્યાં. સર્વેએ પોતાનાં મકાનો ઉપર ધ્વજા–તોરણો ચઢાવી સુંદર બનાવ્યાં જોત-જોતામાં અયોધ્યા નગરીમાં મોટો ઉત્સવ થઈ રહ્યો. રાજ-મહેલમાં પણ અનેક પ્રકારની સામગ્રીઓ તૈયાર થવા લાગી. સર્વ ઠેકાણે આનંદ ઉત્સવ વ્યાપી રહ્યો.

પરંતુ વિધાતાની ઈચ્છા કંઈક ઓરજ હતી. વિધ-તાની ઈચ્છાને કોઈ રોકી શકે છે? કોને ખબર હતી કે; આવી આનંદ ભરેલી નગરીમાં ઝેરી સાપ રહે છે? કોને ખબર હતી કે; જોત જોતામાં આ આનંદ મ્હોટો દિલગીરીના રૂપમાં ફેરવાઇ જશે? એ સર્વે ભગવાનની જ લીલા સમજવી.

રાજા દશરથની વચલી રાણી કૈકયીની એક દાસીનું નામ મન્થરા હતું. એ દાસી કૈકયીની બહુ પ્રિય હતી. કૈકયી બાલક હતી ત્યારથી મન્થરા તેનું લાલન પાલન કરતી હતી. કૈકયી સ્વામીને ત્યાં આવી તે વખતે મન્થરાને તે સાથે લાવી હતી. મન્થરા ખુંધી હતી. તેને વધારે વર્ષ થયાં હતાં. કૈકયી મન્થરાની સલાહ લીધા સિવાય કોઇ પણ કામ કરતી નહોતી. મન્થરાની સલાહથી દરેક કામ તે કરતી હોવાથી વૃદ્ધ રાજા દશરથનો તેના પર અતિશય પ્રેમ થયો હતો.

દાસી મન્થરાએ જ્યારે સાંભળ્યું કે; મહારાજ દશરથ શ્રી રામચંદ્રજીને કાલે રાજ્યાભિષેક કરશે ત્યારે તેના હૃદયમાં અતિશય દ્વેષ ઉત્પન્ન થયો. તેણે વિચાર્યું કે જો યુવરાજ રામચંદ્રજીને રાજ્યાભિષેક થાયતો કૈકયીના પુત્ર ભરતને સામાન્ય દાસની પેઠે રાજ્યમાં રહેવું પડે. જેમ જેમ વિચાર કરતી ગઇ તેમ તેમ તેના મનમાં વધારે દ્વેષ ઉત્પન્ન થયો, તેણે વિચાર કર્યો કે; રામચંદ્રજીને રાજગાદી મળેતો કૌશલ્યાનું બધે માન વધી જાય અને કૈકયીનો કોઇ ભાવ પણ પૂછે નહિ. આ વિચારો એ મન્થરાના હૃદયમાં દ્વેષનો અગ્નિ સળગાવી દીધો. તેણે રામચંદ્રજીને દૂર કરવાનો ઉપાય શોધ્યો, ઘણા વિચાર કર્યા પછી એકા એક ત્હેના મ્હેડા ઉપર હસવું જણાયું. હવે તેની દિલગીરી ઉડી ગઇ હવે તે ખુશી થતી થતી કૈકયીના ઓરડામાં ચાલી ગઈ.

રાણી કૈકયીને હજી સુધી રામચંદ્રજીના રાજ્યાભિષેકની કાંઈ પણ ખબર ન હતી, મન્થરાએ તેના ઓરડામાં જઈ જ્યારે એ સમાચાર સંભળાવ્યા ત્યારે કૈકયી આનંદ પામી પોતાના ગળામાંથી હીરાનો હાર તેને બક્ષિસમાં આપ્યો. મન્થરાએ કૈકયીનો હાર ફેકી દઈ ક્રોધે ભરાઈ તિરસકાર કરતાં કહ્યું તમે આટલાં મોટાં થયાં છતાં હજી તમને ભાન આવ્યું નહિ;" તમારૂં કલ્યાણ અને અકલ્યાણ શીરીતે થાય તેનું તમને જ્ઞાન થયું નહિ,".

કૈકયી પ્રથમતો મન્થરાનું કહેવું સમજી નહિં પણ જ્યારે મન્થરાએ એક પછી એક પ્રપંચ વાર્તા તેને ગળે ઉતારી અને કેવી રીતે પ્રપંચ જાળ ફેલાવવીતે સમજાવ્યું ત્યારેજ તેની આંખો ઉઘડી. હવે કૈકયીને ભાન આવ્યું તે જાણી શકી કે; રામચંદ્રને યુવરાજ તરીકે અભિષેક થાયતો તેનું કલ્યાણ થાય નહિ.

હવે કૈકયી એ મન્થરાને કહ્યું કે; "હવે શું કરવું? હવે એ અભિષેક કાર્યશીરીતે બંધ પાડવું?" મન્થરા એ તો પ્રથમજ તેનો વિચાર કરી રાખ્યો હતો, તેણે ઉત્તર દીધો: "તમને તો કશુએ ભાન નથી. ઘણા દિવસ પહેલાં રાજા દશરથે શમ્બર નામના અસુર જોડે યુદ્ધ કર્યું હતું તે વખતે તેમને ઘા પડયો હતો. તમે તે વખતે જીવતોડ મહેનત કરી તેમની સેવા કરી તેમને સાજા કર્યા હતા. મહારાજે આનંદપામી તમને બે વરદાન માંગવા કહ્યું હતું. તમે ભવિષમાંતે વરદાન માંગવાનું તેમને કહ્યું હતુ. આજે તે વખત આવી પહોંચ્યો છે. આજે તમે મહારાજ પાસે તે બે વરદાન માંગો. એક વરદાનમાં રામચંદ્રને ચૌદવર્ષ વનવાસ મોકલવાનું બીજા વરદાનમાં ભરતને રાજ્યાભિષેક કરવાનું તમારે માંગી લેવું" મન્થરાની એ સલાહ કૈકયીએ મનમાં ઠસાવી લીધી અને સુવાના ઓરડામાં જઇ રીસે ભરાઈ ત પૃથ્વી પર આલોટવા લાગી

સભા વિખરાઇ એટલે મહારાજા દશરથ, રામચંદ્રજીને

યુવરાજ તરીકે રાજ્યાભિષેક કરવાના શુભ સમાચાર પ્રથમ સૌથી પહેલાં પોતાની પ્રિય રાણી કૈકયીને કહેવા માટે તેના સુવાના ઓરડામાં ગયા. ત્યાં તો કૈકયી પૃથ્વીપર આળો-ટતી રીસાઇને સુતી હતી. એ જોઈ તેઓ બહુ આશ્ચર્ય પામ્યાં. વૃદ્ધ રાજાએ તેને મનાવવા અને રાજી કરવા માટે અનેક પ્રકારના યત્નો કર્યા. ઘણો વખત તે બોલ્યા ચાલ્યા વિના, મ્હોનો તોબરો ચઢાવી પડી રહી હતી. તેણે છેવટે વરદાન આપવાની વાત કહાડી. સરલ હૃદયના રાજા દશરથ કૈકયીના દુષ્ટ અભિપ્રાય જાણતા નહોતા તેથી તેમણે વર-દાન આપવાનું કબુલ કર્યું. એ વખતે કૈકયીએ પોતાના હૃદયમાં છુપાવેલાં બે હથીઆરો ફેંકી દીધાં ! તેણે પોતાના મનમાં ધારેલાં બે વચનો માંગ્યા. એ સાંભળી રાજા જમીનપર અચેતન થઈ ઢળી પડયા. તેમની દિલગીરીનો પાર નહોતો. કેટલીકવાર પછી તેમને ચેતન આવ્યું ત્યારે તેઓ ગરીબડે ચ્હેરે, આંસુ ભરેલી આંખે રાજા કૈકયીની કૃપા માંગવા લાગ્યા. તેમણે કહ્યું કે: " એ બે વરદાનને બદલે તમારે બીજું જે જોઇએ તે આપવા હું તયાર છું. " પરંતુ કૈકયી એકની બે ન થઈ. ઉલટી તે દશરથ રાજાને અનેક પ્રકારનાં વાકયબાણ મારી દુ:ખી કરવા લાગી. દશરથરાજા મરણતાલ થઈ ગયા. રાણીને તેની જરા પણ દયા ન આવી.

વખત વીતી જતો જોઈ કૈકઈએ રામચંદ્રજીને બોલા-વવા મોકલ્યું ! રામચંદ્રજીએ કૈકઈના ઓરડામાં દાખલ

થતાં જ પિતાની સ્થિતિ જોઇને આકુલ વ્યાકુળ થઈ કારણ પૂછવાં લાગ્યા. દુષ્ટ બુદ્ધિની કૈકયીએ જરા પણ વિચાર વગર બધી હકીકત કહી સંભળાવી. બુદ્ધિમાન. પિતૃભક્ત રામચંદ્રજીએ જરા પણ દિલગીર થયા વગર પ્રસન્ન ચિત્તે કહ્યું કે. “ માતા ચૌદ વર્ષનો વનવાસ તો તદ્દન સાધારણ વાત છે. પિતાની આજ્ઞા થાય તો તમારી સ્હામે હું મ્હારો પ્રાણ ત્યાગ કરવા પણ તૈયાર છું. પિતાજીના સત્યનું રક્ષણ કરવા માટે હું હમણાંજ વલ્કલ ધારણ કરી અયોધ્યાનો ત્યાગ કરૂં છું. હું માત્ર એક વખત કૌશલ્યા માતા પાસે રજા લેવા જાઉં છું. ત્યાર પછી બીજા બધાંને મલી વનવાસ ચાલ્યો જઇશ. ”

રામચંદ્રજીએ સાવકી માતાના ઓરડામાંથી બહાર નિકળી પોતાની માતા કૌશલ્યા પાસે ગયા. રાણી કૌશલ્યા તે સમયે પુત્રના કલ્યાણની ઈચ્છાથી નાના પ્રકારના દેવતાની પ્રાર્થના કરી રહ્યાં હતાં. રામને આવતા જોઇ તેઓ તુરતજ તેમની નજીક ગયાં અને તેમને શુભ આશીર્વાદ દેવા લાગ્યાં. હાય ! હજી પણ તેઓ જાણતાં નહતાં કે: તેમના હૃદયમાં કેવો સખત ઘા કરવા માટે રામચંદ્રજી ત્યાં પધાર્યા છે!

રામચંદ્રજીએ ભક્તિ પૂર્વક માતાના ચરણમાં મસ્તક નમાવ્યું. અને પિતાના બે વરદાનની વાત કરી. અકસ્માત આવી અસહ્ય વાર્તા સાંભળી કૌશલ્યાજી અચેતન થઇ

પૃથ્વીપર પડયાં. ચારે દિશામાં હાહાકાર થઈ ઉઠયો. એ પછી જ્યારે સર્વેએ સાંભળ્યું કે, રામચંદ્રજી ચૌદ વર્ષ વનવાસ જાય છે ત્યારે સર્વના હૃદયમાં શોકનો સમુદ્ર ઉછળી ઉઠયો. અયોદ્ધા નગરીનાં તમામ નર, નારી, બાળક, વૃદ્ધ, યુવક, યુવતી માથે હાથ પછાડવા લાગ્યાં! સર્વની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. અને રાણી કૈકયીનો તિરસ્કાર કરવા લાગ્યા. આશોક ભરેલા સમાચાર જ્યારે લક્ષ્મણજીના જાણવામાં આવ્યા ત્યારે તેઓ ક્રોધમાં ગાંડા જેવા થઈ ગયા. કોઈ પણ પ્રકારે રામને વનમાં નહિ જવા દેવાનો તેમણે નિશ્ચય કર્યો અને તેમની પાસે જઇ ઘણે પ્રકારે સમજાવવા લાગ્યા ધૈર્યવાન મહાપુરૂષ રામચંદ્રજીએ લક્ષ્મણને ઘણી શીખામણ આપી. અંતે લક્ષમણજી સમજી શકયા કે; પિતાનું વચન પાળવા માટે રામે વનમાં જવુંજ જોઇએ. તે વખતે તેઓ પણ રામની સાથે વનમાં જવા તૈયાર થયા. રામે તેમને ઘણું સમજાવ્યા પરંતુ તેમણે તેમનું કહ્યું માન્યુ નહિ; લક્ષ્મણના વિચાર નિશ્ચય રહ્યા.

રામ અને લક્ષ્મણ સીતા પાસે રજા લેવા ગયા. બીજે દિવસે સવારમાં તો રામચંદ્રજી રાજા થવાના સમાચાર જાણી સીતા અતિશય આનંદ પામતાં હતાં. તે પળે પળે રામચંદ્રજીના આવવાની વાટ જોઇ રહ્યાં હતાં પરંતુ જે વખતે રામચંદ્રજીએ ગંભીર મ્હોડે સીતાના ઓર-

ડામાં પ્રવેશ કર્યો તે વખતે પોતાના પતિનો એવો દેખાવ જોઇ પતિવ્રતા સીતા દેવી દિલગીર થયાં. કોણ જાણે કેવીએ વિપત્તિ આવી હશે એમ જાણી તેમનું હૃદય કંપવા લાગ્યું તેમનું હમેશાં પ્રસન્ન રહેતું મ્હોં ફીકકું થઇ ગયું. તેમના મ્હોમાંથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. તેઓ રામચંદ્રજી સાથે પણ વાતચિત કરી શકયાં નહિ. તેઓ ચુપચુપ ઉભાં જ રહ્યાં.

સીતાની એવી સ્થિતિ જોઇ કરૂણ હૃદયના રામચંદ્રજી તે સહન કરી શકયા નહિ: તેમનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તેઓ ધીમે ધીમે સીતાંની નજીક ગયા અને તેમણે તેમનો હાથ ઝાલ્યો. સીતાને હવે ચેતન આવ્યું. તેમનામાં હવે બોલવાની શક્તિ આવી. તેમણે કહ્યું "પ્રભૂ તમારો ચ્હેરો આમ ઉતરી ગયેલો કેમ જણાય છે? આજે તો ઘણા આનંદનો દિવસ છે. આજે તમે ઉદાસ કેમ જણાઓ છો! આજે તમારા મ્હો ઉપર હસવું કેમ જણાતું નથી!"

રામચંદ્રજીએ કહ્યું: સીતા! હું પિતાજીની આજ્ઞાથી ચૌદ વર્ષ વનવાસ જાઉં છું. તેથીજ તમને મળવા અને તમારી રજા લેવા આવ્યો છું. તમે ઘેર રહીને મ્હારાં ઘરડાં માતા પિતાની સેવા કરજો. પોતાના પતિની સેવા પછી સંસાર સેવા કરવી એજ સ્ત્રીઓનું મુખ્ય "કર્તવ્ય છે. તમે બુદ્ધિવાળાં છો, તમને વધારે શું શીખામણ આપું મ્હહારો વાહલો બંધુ લક્ષ્મણ મ્હારી સાથે વનમાં આવે

છે. અમને કાંઈ પણ દુઃખ પડશે નહિ. એ ચૌદ વર્ષ સુધી તમે આપણા મ્હોટા રાજકુટુંબમાં સેવા કરજો. મારે માટે ફિકર કરશો નહિં. ભગવાન તમારૂં કલ્યાણ કરો."

શાંત ચિત્તે સીતા દેવીએ રામચંદ્રનું કહેવું સાંભળી લીધું. બીજી કોઇ સ્ત્રી હોત તો આવે વખતે દિલગીરીના દરિયામાં ગરક થઇ જાત, આવી ભયંકર સ્થિતિ ભલભલા પુરૂષો સહન કરી શકે નહિં ત્યાં પછી સ્ત્રીનું ગજું કેટલું? પરંતુ શીતા એ કાંઇ સાધારણ સ્ત્રી નહતી. તે તો સર્વ સ્ત્રીઓ કરતાં અતિ શ્રેષ્ટ શ્રી રત્ન હતાં. તેઓ તો સાક્ષાત દેવી હતાં, તેઓ સાધારણ પ્રકારનાં સંસારી–સુખને તુચ્છ ગણતાં હતાં, તેમણે પોતાના પિતાને ઘેરથીજ ધર્મ–નીતિનું શિક્ષણ મેળવ્યુ હતું. સ્ત્રીનો પતિ ઉપર કેવો પ્રેમ હોવો જોઇએ. અને પતિના સુખ દુઃખમાં પત્નીએ કેવો ભાગ લેવો જોઇએ તેનું તેમને શિક્ષણ મળ્યું હતું. તેથી એ સંબંધી ઉપદેશ તેમને આપવાની હવે જરૂર નહોતી. રામચંદ્રજી રાજ્યનું પુષ્કળ સુખ છોડી દઈ વનમાં જાય છે, તેથી તેઓ જરા પણ દુઃખી થયાં નહિ. પિતાની આજ્ઞા પાળવા માટે તેમનો પતિ. એકાએક તમામ સુખ અને લક્ષ્મીને છોડી દઈ વનમાં જાય છે એથી તો તેમની પોતાની જ કીર્તિ વધવાની છે. કેટલી બધી તપશ્ચર્યા કરી તેમને આવો ઉત્તમ પતિ મળ્યો છે, તે તેઓ જાણતાં હતાં રામચંદ્રજીના શબ્દો સાંભળી સીતાદેવીને ઘણી દીલ-

ગીરી થઇ. કારણ એજકે આટલા બધા દીવસ બન્ને સાથે રહ્યાં છતાં તેઓ સીતાજીનો સ્વભાવ ઓળખી શકયા નહિં. શું તેમણે સીતાને સાધારણ સ્ત્રી જેવાં જાણ્યાં ? જો તેમ ન હોય તો તેઓ સીતાને ઘેર રહેવાની શીખામણ આપે જ કેમ ! તેથીજ તેમણે રામચંદ્રજીને કહ્યું: મહારાજ ! શું તમે એમ સમજો છો કે હું તમારો વિયોગ સહન કરી શકીશ. ! તમે શું સમજીને મ્હને ઘેર રહેવાની શીખામણ આપો છો ! તમારી શીખામણ સાંભળી મ્હારૂં હસવું રોકાતું નથી ! તમે જે શીખામણ આપી છે તે એક મહાન્ વીર અને શાસ્ત્ર જાણનાર રાજકુમારને માટે છાજે તેવી નથી. એટલું જ નહિં પણ મારે તે શીખામણ સાંભળવી એ પણ અયોગ્ય કહેવાય. પતિદેવ ! માતા પિતા, ભાઇ બ્હેન, પુત્ર અને પુત્રીની સ્ત્રી એ સર્વને પોતપોતાનાં કર્મનાં ફળ ભોગવવાં પડે છે, પરંતુ સ્ત્રીને પોતાના પતિનાં કર્મનાં દુખ ભોગવવાં પડે છે. તેથી જ્યારે તમને દણ્ડકારણ્યમાં વનવાસ કરવાની આજ્ઞા થઇ છે ત્યારે તેનું ફળ મ્હારે પણ ભોગવવું જોઇએ. સાંભળો બીજાં સગાં વ્હાલાંઓની વાત વેગળી મૂકો, સ્ત્રીઓ પોતાનું કલ્યાણ પોતાની મેળે કરી શકતી નથી. સ્ત્રીને માટે તો આલોક અને પરલોકમાં પતિએજ તેનો કલ્યાણ કર્તા દેવ છે. મ્હેલોનાં શિખરો. સ્વર્ગનાં વિમાનો આકાશનાં વાદળાંનો આધાર છોડી શકે પરંતુ સ્ત્રીએ પોતાનાં પતિનાં ચર-

ણુનો આશ્રય છોડવો જોઇએ નહિ. માતાપિતાએ પણ શીખામણુ આપી છે કે: સુખમાં અને દુ:ખમાં પતિની સાથે જ રહેવું. તેથી નાથ ! જો તમે હમણાંજ વનમાં જતા હશો તો હું પણ તમારી સાથેજ આવવા તઇયાર છું. હું તમારી આગળ આગળ ચાલીશ. તમારી આજ્ઞા માની નહિં માટે ક્રોધ કરશો નહિં. વટે માર્ગુઓ જેમ પીતાં વધેલું જળ સાથે લઇ જાય છે તેમ તમે પણ શંકા કર્યા વગર મ્હને સાથે લઇ જાઓ. મ્હેં કોઇ દિવસ તમારો કોઇ પણ ગુન્હો કર્યો નથી કે જેથી તમે મ્હને અહિં પડતી મૂકી જાઓ. તમને છોડી મને સ્વર્ગનું રાજ્ય સુખ જોઇતું નથી, આ વખતે હું જે કાંઇ કરૂં તેમાં મ્હને રોકશો નહિ. હું તમારા સાથે આવ્યા વગર રહીશ નહિ એ નક્કી જાણુશો. તમે કોઇ પણ કારણુ બતાવી મ્હને રોકશો નહીં. મ્હને ભૂખ લાગશે તો વનના ફળ—મૂળ ઘણાં મળશે. તરસ લાગશે તો નદી કે ઝરણાંનાં પાણીનો ટોટો નથી. તમારી સાથે રહેવાથી ગમે તેવાં દુ:ખને હું દુ:ખ નહિં પણ સુખજ માની લઇશ. તમારૂં પવિત્ર સુંદર મુખ જોઈ હું હસતે ચ્હેરે બધાં દુ:ખ સહન કરી લઇશ. ”

એ સાંભળી રામચંદ્રજી સીતાજીને અનેક પ્રકારે સમજાવવા અને વનમાં આવતાં રોકવા લાગ્યા. તેમણે કહ્યું. વન જંગલો ઘણાં ભયંકર હોય છે, ત્યાં કેટલાંએ ફાડીખાનારા પશુઓ હોય છે. ત્યાં ડગલે ડગલે દુ:ખનીજ

આશા રખાય છે. ત્યાં સુખનું નામ તો સ્વપ્નેજ સમજવું તમે અત્યાર સુધી રાજ સુખ ભોગવ્યું છે., તમારાથી જરા પણ દુ:ખ સહન થશે નહિ. તમે પગે ચાલીને વનમા શી રીતે મુસાફરી કરી શકશો! ઘણા ગાઉ સુધી પગે ચાલતાં તમારા પગે ફોલ્લા પડશે. પગમાંથી લોહી નીકળે એવા કાંકરા પત્થરની જમીનપર તમારે ચાલવું પડશે. ફલ-મૂળ-કંદ ખાવા પડશે. નદી કે ઝરણાંના પાણી પીવા પડશે. ઝાડ નીચે અથવા ઓઢયા પાથર્યા વગર આકાશ નીચે સુવું પડશે. એ બધું તમારાથી સહન થઇ શકશે ખરૂં! રામચંદ્રજીના આ શબ્દો સીતાદેવીએ કાને ધર્યા નહિ: તેમણે તો એટલુંજ કહ્યું કે " તમારી સાથે જંગલમાં આવતાં પગે ભલે કાંટા પત્થર વાગે ભલે, ઘાસની પથારી કરવી પડે, પગે ધુળ માટી વળગે! તોપણ તેને હું ઉત્તમ વસ્તુઓ માની લઇશ. જો ઝાંડની નીચે સુંવું પડશે તો પણ તમારી સાથેજ રહીશ. હું તેના જેવું બીજું સ્વર્ગસુખ માનીશ નહીં. મુસાફરી કરતાં જો મ્હને ભૂખ-તરસ લાગશે તો તમારૂં કલ્યાણ કારક મ્હો જોઇ ને હું તે બધું ભૂલી જઇશ.

રામચંદ્રજી સમજી શકયા કે સીતાદેવીને ઘેર મુકી જવાય એમ નથી. તેથી તેમણે તે સને સાથે લઇ જવાનો નિશ્ચય કર્યો.

એ પછી રામચંદ્રજી સીતા અને લક્ષ્મણે સર્વની પાસેથી રજા લઇ અયોધ્યા નગરીનો ત્યાગ કર્યો. અયોધ્યાની સર્વ પ્રજા રડવા લાગી તેમના હોંસ કોસ ઉડી

ગયા સર્વે પ્રજાજનોએ ઘરમાંથી બહાર નીકળી રામચંદ્રજીની જોડે જવા માંડયું. તે બધા બોલવા લાગ્યા કે. હવે અમે આ પાપી નગરીમાં રહી શકીશું. નહિ. અમારા રામ જે ઠેકાણે જશે તે ઠેકાણે અમે પણ જઈશુ." એમ કરી અયોધ્યાનાં તમામ સ્ત્રી–પુરૂષો રામચંદ્રજીની પાછળ પાછળ ચાલવા લાગ્યા. રામચંદ્રજીએ તેમને ઘણી શીખામણ આપી સમજાવ્યાં અને ઘેર પાછા જવાનું કહ્યું. રામનાં નમ્રતા ભરેલાં વચનો તેઓ પાછાં ઠેલી શકયાં નહિં. બધી પ્રજા માથે હાથ પછાડત હાહાકાર કરવા લાગ્યા. એ દેખાવ જોઇ દયાળુ રામચંદ્રજીનું હૃદય બહુ દુઃખી થયું. તેઓ આંસુ રોકી શકયાં નહિં. તેમણે તે વખતે સારથિ સુમંત્રીને ઉતાવળે રથ હાંકવા કહ્યું. સુમંત્રી રથ લઇ આગળ ચાલવા લાગ્યો. રામ લક્ષ્મણ અને સીતા પગે ચાલતાં આગળ વધવા લાગ્યાં. ધીમે ધીમે અયોધ્યાનગરી તેમની નજરથી દૂર થઈ.

---

## પ્રકરણ ચોથું.

---




મ, લક્ષ્મણ સીતા અને સુમંત્ર જે સમયે તમસા નદીને કીનારે આવી પહોંચ્યાં તે સમયે સાંજ પડવા આવી હતી, તેમણે વનવાસની પહેલી રાત પુણ્યપવિત્ર તમસા નદીને કિનારેજ વિતાડી. લક્ષ્મણજીએ

તેમને ઘાસ પાંદડાંની પથારી કરી આપી. કુદરતની છાયા–આકાશની નીચે એક રાજકુમાર અને તેની પત્નીએ નિદ્રા લીધી. લક્ષ્મણ અને સારથિ સુમંત્રે આખી રાત જાગી પેહેરેગીરનું કામ કર્યું. સવારમાં ઉઠ્યા પછી તે બધાં પાછાં ચ ાલવા લાગ્યાં થોડીવારમાંજ તેઓ ગૃહનામના અણ્ડાલના રાજ્યમાં આવી પહોંચ્યા. ગૃહક એ રામચંદ્રજીનો બાળક અવસ્થાનો મિત્ર હતો. ગૃહે જ્યારે સાંભળ્યું કેઃ રામચંદ્રજી તેના રાજ્યમાં આવી પહોંચ્યા છે, ત્યારે તે ખુશી થતો રામચંદ્રજીની પાસે ગયો. પરંતુ જ્યારે રામચંદ્રજીને મ્હોડે તેમના આવવાનું કારણ જાણ્યું ત્યારે તેને ઘણી દિલગીરી થઈ. ગૃહે રામચંદ્રજીને તેના રાજ્યમાં ચૌદવર્ષ રહેવા પ્રાર્થના કરી પરંતુ રામે તેમ કરવા ના કહી. તે દિવસે તો તેમણે ગુહના રાજમાંજ વાસો કર્યો, બીજે દિવસે તેમને ગંગાનદીને પેલેપાર જવાનું હતું તેથી ગુહે તેમને એક હોડી લાવી આપી. અહિંથી રામે સુમંત્રને રજા આપી વિદાય કર્યો. બિચારો સુમંત્ર રડતો રડતો ઉતરે મ્હોંયે અયોધ્યા તરફ ચાલ્યો ગયો રામ, લક્ષ્મણ અને સીતાએ પહેલેથીજ ઝાડની છાલનાં લુગડાં (વલ્કલ) પહેર્યાં હતાં. આ સ્થળે તેમણે વડની લાંબી વડવાઈ વડે માથે જટા બનાવી લીધી. અને તુરતજ પોતાના મિત્ર ગુહ પાસેથી રજા લઈ ગંગાપાર ઉતરી ગયા. એ દિવસ રસ્તામાં એક સુંદર આશ્રમ મળી તેઓ પ્રયાગની નજીક મહર્ષિ

ભરદ્વાજના આશ્રમમાં આવી પહોંચ્યાં સીતાદેવી એ કોઈ દિવસ પગે ચાલી મુસાફરી કરી નહોતી. તેમણે કોઈ દિવસ ફળ-ફુલ ખાઈને દિવસ ગુજાર્યા નહોતા તેઓ કોઈ દિવસ ઝાડનીચે સુતાં નહોતાં. તેમ છતાં આ વખતે તેમને એ બધું સહન કરવું પડે છે, જ્યારે તેઓ રસ્તે ચાલતાં થાકી જતાં અથવા તેમને ભૂખતરસ લાગતી ત્યારે તેઓ રામચંદ્રજીના મ્હો સામું જોતાં એટલે તેમનો બધોથાક અને બધું દુ:ખ ટળીજતું અતિશય પતિ ભક્તિ તેમને એ બધું સહન કરતાં શીખવતી હતી. તેઓ મનમાંજ વિચારતાં હતાં કે: પતિની સાથે રહેતાં નસીબમાં જે દુ:ખ સહન કરવું પડેતે સ્રીને માટે કલ્યાણ કારકજ છે.

રામના આવવાની વાત સાંભળી ભરદ્વાજ મુનિએ તેમનો ઘણો આદરસત્કાર કર્યો. તે દિવસે તેમણે મુનિના આશ્રમમાંજ આશ્રય લીધો. બીજે દિવસે રામચંદ્રજીએ ભરદ્વાજ મુનિને પુછ્યું કે: "મહારાજ! અમારે એકાંત આશ્રમમાં રહેવું છે, આપ અમને એવું કોઈ ઠેકાણું બતાવી આપો" ભરદ્વાજે કેટલોક વિચાર કરી ત્યાંથી દશ કોશ દૂર યમુનાને પેલે પાર ચિત્રકુટ પર્વત પર રહેવાની આજ્ઞા કરી. રામે મુનિજી પાસેથી રજા લઈ એક તરાપાની મદદથી યમુના નદીને પેલે પાર ચિત્રકુટ પર્વત ઉપર ગયા. લક્ષ્મણજીએ તે ઠેકાણે પર્ણ કુટી બનાવી ત્યાં રામ, લક્ષ્મણ સીતા એકાંતમાં રહેવા લાગ્યાં. સીતાજી

વિચાર કરતાં કે; " આજ મ્હારો કિલ્લો અને આજ મ્હારો રાજ્ય મહેલ."

બીજી તરફ અયોધ્યામાં મ્હોટી મુશીબત ઉભી થઇ રામચંદ્રજી ત્યાંથી ચાલ્યા ગયા પછી વૃદ્ધ રાજા દશરથ પથારી વસ થઇ પડયા પુત્રના શોકથી છેવટે બીજેજ દિવસે તેમણે જીવ છોડયો. રાજ મહેલમાં હાહાકાર થઇ રહ્યો. મરણ પામેલા મહારાજાને અગ્નિ સંસ્કાર વગેરે શીરીતે કરવો તે દિવાન વગેરેને સૂઝયું નહિ; મ્હોટા પુત્ર રામ વનવાસ થયા છે,લક્ષ્મણ તેમની સાથે ગયા છે, ભરત અને શત્રુઘ્ન અયોધ્યામાં નહતા. તેઓ પોતાના મામાને ઘેર હતા. અયોધ્યામાં શું બને છે તેની તેઓ ખબરજ રાખતા નહિં. રાજના કારભારીઓએ આવખતે ભરત અને શત્રુઘ્નને તેડવા માણસો મોકલ્યાં. થોડા સમયમાંજ તેઓ અયોધ્યા આવી પહોંચ્યા ત્યાં તેમણે દશરથના મરણ પામવાના શોક સમાચાર સાંભળ્યા. જાણે ભરતના માથા ઉપર આકાશ તૂટી પડયું તેઓ પિતાના શોકથી બહુજ દિલગીર થયા. પોતાનીમાતાના દુષ્ટ સ્વભાવને લીધે તેમને ઘણી શરમ આવી, તેઓએ પિતાની મરણ ક્રિયા શ્રાધ્ધ વગરે કાર્ય પરિપૂર્ણ કર્યું તે પછી ભરત, મ્હોટા ભાઇને અયોધ્યામાં પાછા લાવવાની ઇચ્છાથી રાજના કારભારીઓ અને નગરના આગેવાનો સાથે અરણ્ય તરફ વિદાય થયા. ભરતે કહ્યું કે. " હું કોઇપણ રાજ્ય કારભાર

મ્હારા હાથમાં લઈશ નહિ. જો રામચંદ્રજી આવશે તો સારૂં નહિં તો હું પણ મારા મ્હોટા ભાઈની સાથે વનમાં રહી તેમની સેવા કરીશ."

અનેક ઠેકાણે શોધતા શોધતા તેઓ ચિત્રકૂટ પર્વત ઉપર આવી પહોંચ્યા. રામ, લક્ષ્મણ અને સીતાજીનો સન્યાસી જેવો પહેરવેશ અને પર્ણકૂટીનાં દર્શન કરી ભરતનું અંતઃકરણ ચિરાઈ જવા લાગ્યું. ભરતે રામચંદ્રજીના બે પગ પકડી અયોધ્યા પાછા ફરવા પ્રાર્થના કરી. તેની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહેવા માંડયો રામચંદ્રજીએ ભરતને પોતાની છાતી સાથે દબાવ્યો. અને તેને સમજાવીને કહ્યું કે; "પિતાની આજ્ઞા પુત્રે પાળવીજ જોઈએ નહિ તો તે કુપુત્ર કહેવાય પિતાનું કહ્યું માનવાથીજ પિતાનો આત્મા પુત્રને આશીર્વાદ આપે છે અને તેથીજ પુત્રનું કલ્યાણ થાય છે. માટે મ્હારે ચૌદવર્ષ વનવાસ ભોગવવોજ જોઇએ. પિતાની આજ્ઞાપાળવા માટે તમારે પણ ચૌદવર્ષ રાજ્ય ચલાવવું જોઇએ. ચૌદવર્ષ પૂરાં થતા જ હું અયોધ્યામાં આવીશ." રામની આ સલાહ સાંભળી ભરતે રાજ્યના કારભારીઓ સાથે વિચાર કર્યો. છેવટે તેણે રામની બે પાવડીઓ પ્રસાદ તરીકે માંગી ભરતની એ પ્રેમ ભરેલી માગણી રામે સ્વીકારી.ભરતે કહ્યું; રાજ્યતો તમારેજ કરવું જોઇએ. છતાં હવે તમે મ્હને હુકમજ કરો છો તો આ તમારી પાવડીઓની હરરોજ પૂજા કરી તેની

જ આજ્ઞા લઈ હું રાજ્ય ચલાવીશ, ” ભરત વિગેરે રામની પાવડીઓ લઇ અયોધ્યા પાછા ફર્યા. પરતું તેમણે અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો નહિ; નંદી ગ્રામમાં રાજ્યાસિંહાસન રાખ્યું અને ત્યાં જ રામની બે પાવડીયો સિંહાસનપર પધરાવી ભરતે તપસ્વીના વેશમાં સિહાંસન નજીક બેસી રાજ્યકારભાર ચલાવવા માંડયો.

આવો વાંચક! આપણે ચિત્રકૂટ પર્વતના સમાચાર લઈએ. ચિત્રકૂટ પર્વત ઉપર કેટલાક દિવસથી રાક્ષસોનું જોર ખુબ વધ્યું હતું કેટલાક તપસ્વીઓ ત્યાં પર્ણકૂટીઓ બાંધી ત્યાં તપસ્યા કરતા હતા. તેમના ઇશ્વર ભજનમાં રાક્ષસો વિઘ્નનાંખવા મંડયા. તેથી તેઓ બીજે ઠેકાણે જવાનો વિચાર કરતા હતા. રામચંદ્રજીએ પણ જોયું કે, હવે ચિત્રકૂટ ઉપર રહેવું મુસ્કિલ થઈ પડયું છે તેથી તેઓ ચિત્રકૂટ પર્વતનો ત્યાંગ કરી ગયા, અનેક ઠેકાણે ફરતા ફરતા તેઓ દંડકારણ્ય નામના મ્હોટા વનમાં જઈ પહોંચ્યા. આ અરણ્યમાં પંચવટીનું જંગલ તેમને ઘણું જ પ્રિય લાગ્યું. પંચવટીએ ગોદાવરી નદીને કિનારે આવેલું છે. કુદરતે જાણે તે ઠેકાણાને ઘણે પ્રયત્ને સુંદર બનાવી રાખ્યું છે. એ પંચવટી વનમાંજ તેમણે બાકી રહેલાં વર્ષો ગાળવાનો નિશ્ચય કર્યો. ગોદાવરીને કિનારે પર્ણકૂટી બનાવવામાં આવી. સીતા વનદેવીની જેમ વનની જગ્યાને સોભાવતાં ત્યાંજ રહેવા લાગ્યાં ત્યાં

કેટલાક દિવસતો ઘણા સુખમાં વિત્યા એક વખત એક અણધારી પિડાએ ઓચિંતાં તેમના એસુખમાં ભંગાણ પાડયું.

એક દિવસ રામચંદ્રજી, સીતા અને લક્ષ્મણ પર્ણકૂટીમાં બેઠાં હતાં. તે સમયે શૂપર્ણરેખા નામે એક રાક્ષસી વનમાં ફરતી ફરતી ત્યાં આવી પહોંચી. રામ અને લક્ષ્મણનાં સુંદરરૂપ જોઈ તેમાંનાં એકને પરણવાની ઇચ્છા રાક્ષસીના મનમાં ઉત્પન્ન થઈ. તે લાજ વગરની નફફટ સ્ત્રી હોય તેમ સીતાના દેખતાં જ રામ અને લક્ષ્મણને પોતાનો વિચાર કહી સંભળાવ્યો, રામ અને લક્ષ્મણે તેને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી પણ રાક્ષસીએ તેમના કહેવાને અપમાન જેવું માની તેમને ખાઈ જવા માટે મ્હોડું ફાડી તેમની સ્હામે જઈ ઉભી. લક્ષ્મણજીથી આ દેખાવજોઈ શકાયો નહિ. પરંતુ સ્ત્રી હત્યાનુ મહાપાપ નહિં વ્હોરતાં માત્ર કંમરની કટારી વડે માત્ર તેના નાક કાન કાપી નાંખ્યા.એમ થવાથી રાક્ષસી મ્હોટી બુમો પાડતી પાડતી ચાલી ગઇ.

લંકાનો રાજા. મહા પરાક્રમી, રાક્ષસોનો રાજા રાવણ એશૂપર્ણખાનો ભાઈ થતો હતો. રાવણ શૂર્પણખા ઉપર બહુ પ્રેમ રાખતો. વિધવા શૂપર્ણખા ઘણી ઉદ્ધત હતી. તે અનેક સ્થાને ફર્યા કરતી. ભયંકર દણ્ડકારણ્યમાં તે ઘણી વખત રહેતી. રાવણે પોતાની બ્હેનની સંભાળ રાખવા ખર અને દૂષણ નામના બે ભાઇઓના તાબામાં

ચૌદ હજાર સિપાહીઓ સોંપ્યા હતા. તેઓ પંચવટીથી થોડે વેગળે જનસ્થાન નામક ઠેકાણે રહેતા હતા. સુર્પણખા નાક કાન વગરની થઇ ખર–દૂષણની પાસે ગઇ. અને રામની પાસે બનેલો બધો બનાવ કહી સંભળાવ્યો ખર–દૂષણે બધી હકીકત સાંભળી ક્રોધે ભરાઇ ઉઠયા. એક સાધુની આટલી બધી હિંમત કે તે મહાપરાક્રમી મહારાજાધિરાજ રાવણની બેનનું અપમાન કરે! માત્ર અપમાન જ નહિં પણ હમેશને માટે નાક–કાન વગરની કરી નાંખી એ શું? હમણાંજ એ પાપીને યોગ્ય શિક્ષા કરવી જોઇએ! તેજ વખતે ચારે દિસામાં તૈયાર થાઓ, તૈયાર થાઓ. એવી બુમ પડી ઉડી. ચૌદ હજાર રાક્ષસી લશ્કર બે સન્યાસીને મારી નાંખવા વનની ભૂમિ કંપાવી નાંખતા ચાલ્યા. પર્ણકુટીના આશ્રમમાં બેઠાં બેઠાં જ રામ લક્ષ્મણ અને સીતાએ તેમની બુમો સાંભળી. કાંઇક ભયંકર વિપત્તિ આવી પડવાનો સંભવ જાણી રામ, લક્ષ્મણ, સાવચેત થયા. રામચંદ્રજીએ સીતાજીને નજીકના એક પર્વતની ગુફામાં મૂકી દીધાં અને લક્ષ્મણને ત્યાં રાખી તેમની સંભાળ લેવા કહ્યું. તેઓ હાથમાં ધનુષ્ય–બાણ લઇ એકલાજ પર્ણકુટીનાં બારણાં આગળ ઉભા.

જોતજોતામાં ચારે દિશામાંથી રાક્ષસ–લશ્કરે પર્ણકુટીની આસપાસ ઘેરો ઘાલ્યો. રાક્ષસોનાં ભયંકર શરીર જોઇ મહાન્ વીર પુરૂષ રામચંદ્રજી જરા પણ બ્હીધા નહિ.

તેઓ બહાદુર હિંમતવાન વીર પુરૂષની પેઠે શાંત ચિત્તે ઉભા ઉભા રાક્ષસોની હિલચાલ જોવા લાગ્યા. એક તરફ ચૌદ હજાર રાક્ષસ-લશ્કર અને તેના ઉપરીઓ ખર અને દૂષણ તેમજ બીજી દિશામાં ધનુષ્ય-બાણ હાથમાં લઈ એકલા ઉભેલા રામચંદ્રજી ! રાક્ષસોએ આવો નિર્ભય વીર પુરૂષ કદી પણ જોયો ન હતો તેઓ થોડી વાર આશ્ચર્ય પામી ઉભા રહ્યા. ત્યાર પછી તેઓ બહુ જોરથી તેમણે રામચંદ્રજી ઉપર હુમલો કર્યો. ચારે દિશામાંથી તેમના એકલા ઉપર બાણનો વરસાદ વર્ષાવવા લાગ્યો. રામચંદ્રજીએ તે તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિં. તેઓ પણ એક પછી એક સપાટાબંધ બાણ છોડવા લાગ્યા. તેમના બાણથી અનેક રાક્ષસો મરણ પામવા લાગ્યા. તેમની લડવાની અતિ અદ્ભૂત ચતુરાઇ જોઇ રાક્ષસ લશ્કર બ્હી ગયું. પરંતુ કોઇએ રણની જગ્યા છોડી નહિં. છેવટે ખર અને દૂષણ એ બન્ને રામના બાણથી મરાયા. ચૌદ હજાર લશ્કરે લડાઈમાં પ્રાણ છોડયા. લડાઇ બંધ થયા પછી સીતાજી લક્ષ્મણની સાથે રામની પાસે આવ્યાં. સીતાજીએ પતિદેવ રામચંદ્રજીનું અદ્ભૂત પરાક્રમ જોઇ આશ્ચર્ય પામ્યાં રામચંદ્રજીને લડતાં જે થાક લાગેલો તે દૂર કરવા સીતાજી પ્રયત્ન કરવા લાગ્યાં રામચંદ્રજી મનમાંજ વિચાર કરવા લાગ્યા કે લડાઇમાં જય મળવા માટે આથી બીજું કંઈ સારૂં ઇલાજ હોઇ શકે?

શૂર્પણખા લડાઇની જગ્યાથી ઘણે વેગથી ભાગી ભયંકર

લડાઈ જોતી હતી. તેણે જ્યારે જોયું કે: ખર અને દૂષણ બન્ને બધા રાક્ષસ લશ્કર સાથે લડાઇમાં માર્યા ગયા છે ત્યારે તેણે ત્યાં રહેવાનું પસંદ કર્યું નાહ. પોતાના નાક કાન કાપનાર માણસને સખત શિક્ષા કરાવવાની ધારણા હજી પણ તેના મનમાં જાગૃત હતી હવે તેણે લંકામાં રહેતા પોતાના ભાઈ રાવણ પાસે જઇ રામને શીક્ષા કરાવવાની ધારણા રાખી. તેણે લંકામાં જઈ રાવણને બધી હકીકત કહી સંભળાવી. તેના નાક કાન કપાયલા જોઇ રાવણને બહુ જ ક્રોધ ચઢયો. એક સાધારણ માણસ રાવણની બ્હેનનું અપમાન કરે અને રાવણ તેને શીક્ષા કરે નહિં એ બ્હેન જ કેવી? જો તે તેને શીક્ષા ના કરે તો તેને માથે મ્હોટું કલંક ચઢે. શૂર્પણખાએ તેને પાણી ચઢાવવા માટે કહ્યું કે "રામ અને લક્ષ્મણ સાથે એક સુંદર સ્ત્રી પણ છે. તેનું નામ સીતા છે તે રામની સ્ત્રી છે. એવી સુંદર સ્ત્રી મ્હેં તો શું પણ તમે પણ દીઠી નહિં હોય. તમે કેટલાંએ ઠેકાણેથી કેટલીએ સુંદર સ્ત્રીઓ લાવી તમારી દાસી બનાવી રાખી છે. પરંતુ સીતાના પગના નખ બરાબર પણ તેને સરખાવી શકાય એમ નથી. તમે તે સીતાનું હરણ કરી અહિં લઇ આવો. તેમ કરવાથી સીતાના શોકને લીધે રામચંદ્રજી પોતાનો જીવ કાઢી નાંખશે. અને રામનો જીવ જવાથી લક્ષ્મણ પણ જીવ કાઢી નાંખશે. જો તેમ કરો તો મ્હારૂં વેર બરાબર લેવાશે. તમને પણ એક અતિ સુંદર

સ્ત્રી મળશે. એટલે તમારે લડાઇ કરવી પડશે નહિં. પરંતુ રામમાં અતિશય બળ છે. તેથી તેની પાસેથી સીતાને લઇ આવવાનું કામ બહુજ કઠણ છે. અરે ! કદાચ અશક્ય છે. માટે બુદ્ધિ ચતુરાઇથી તે કામ પુરૂં કરવું જોઇએ."

એ સમયે રાવણના જેવો દુરાચારી અને પાપ કર્મ કરનાર રાજા બીજો ન હતો. એમ કહીએ તો ચાલે તમામ માણસોને તેની બ્હીક લાગતી. એવું એક પણ નઠારૂં કામ ન હતું કે જે તે ન કરી શકે, બ્હેનની વાત સાંભળી રાવણનું મન ખુબ ગરમ થઇ ઉઠયું. રાવણે સીતાને ઉપાડી લાવવાનો વિચાર મનમાં ગોઠવ્યો. પાપી માણસને પાપ કર્મ કરવા ઘણાએ ઉપાયો હોય છે. રાવણને પણ એવો જ એક ઉપાય મળી આવ્યો તે તુરત જ લંકા છોડી જન સ્થાન આગળ જઇ પહોંચ્યો ત્યાં મારીચ નામનો એક માયાવી રાક્ષસ રહેતો હતો. રાવણે મારીચને કહ્યું કે, " ત્હારે સુંદર સોનાનું હરણ બની સીતા દેવીના મ્હોં આગળ રમવું પડશે. સીતા દેવી રામચંદ્રને આગ્રહ કરી ત્હને પકડી લાવવા કહેશે. પતિવ્રતા સ્ત્રીનું કહ્યું માન્યા વગર તે રહે એવા નથી. ત્હને પકડવા આવે ત્યારે ત્હારે ઉતાવળે પગલે દૂર જતા રહેવું. રામ ત્હને શોધવા વન તરફ આવશે. તે સમયે ત્હારે "ઓ લક્ષ્મણ ઓ સીતા" કહી બુમ પાડવી. એ પછી જે કરવાનું હશે તે હું પછી કરી લઇશ."

રાવણનું કહેવું સાંભળી મારીચે કહ્યું ! મહારાજ આવું કર્મ કરશો ના. એ રામને તમે હજી ઓળખતા નથી. જે મહાદેવ–ધનુષ્ય તમે ઉંચકી શક્યા નહિં તે ધનુષ્ય રામે ઉંચકી બે કટકા કરી નાંખ્યા છે અને તેથીજ તેણે સીતા દેવી જેવી પવિત્ર સ્ત્રી મેળવ્યાં છે. એ રામ બહુ પરાક્રમી વીર પુરૂષ છે. તેની સીતા મેળવવાનો તમે કદી પણ યત્ન કરશો નહિં. સીતાને કદી પણ ઉપાડી જશો નહિં. જે રામે એકલાએ તે દિવસ હજારો રાક્ષસોને મારી નાંખ્યા છે રામને ક્રોધ ઉપજાવશો નહિં. તમારા કલ્યાણને માટે જ કહુ છું. સાધ્વી સીતા તરફ જરા પણ નઠારી નજર કરશો નહિં. હુ ખાત્રીથી કહું છું કે, સીતાને ઉપાડી જશો તો તમારો નાશ થશે." પરંતુ મારીચની શીખામણ રાવણે કાને ધરી નહિં, તેણે ક્રોધે ભરાઈ કહ્યું કે, " જો તું મ્હારો હુકમ હમણાંજ નહિ માને તો ત્હારૂં માથું હું હમણાં જ ઉડાવી દઇશ." મારીચે વિચાર કર્યો કે, "હવે આપણું મરણ જ આવ્યું છે, કદાચ રામને હાથે કે પછી રાવણને હાથે પણ મરણ તો નક્કીજ છે. પાપી રાવણને હાથે મરણ પામવું એના કરતાં રામને હાથે મરવું ઘણું જ સારૂં છે. "મારીચે તુરત રાવણની મરજી પ્રમાણે કામ કરવા કબુલ્યું. સીતા દેવી પર્ણકુટીના આંગણામાં આમ તેમ ફરતાં હતાં. તેમણે એકાએક જોયું કે, એક સુંદર સોનેરિ હરણ આમ તેમ ફરતું ઘાસ ચરી રહ્યું છે. સીતાજી

નાં પાળેલાં ઘણાં હરણ છે પરંતુ આવું સોનેરી રંગની ચામડીવાળું કોઇ હરણ ન હતું. આવું સુંદર હરણ તેમણે કદી પણ દીઠું ન હતું. આ સુંદર હરણ પકડી તેને પાળવાની સીતાજીને ઇચ્છા થઇ તેમણે તુરતજ રામ અને લક્ષ્મણને બોલાવ્યાં તેઓ ત્યાં આવી પહોંચ્યા એટલે સીતાએ તેમને પેલું સોનેરી હરણ બતાવ્યું અને તેને પકડી લાવવા માટે રામચંદ્રજીને આગ્રહ કર્યો. હરણને જોતાંજ લક્ષ્મણના મનમાં કંઇક વ્હેમ ઉપજ્યો. તેમણે એ વાત રામને કહી સીતાજીનો વધારે આગ્રહ જોઇ રામે કહ્યું કે. “ જો આ હરણ સાચું હરણ હશે તો એને જીવતું અથવા મરેલું અહિં લાવી શકાશે પણ જો તે કદી માયાવી રાક્ષસ હશે તો તેને મારી નાંખવાની જ ખરી જરૂર છે. કારણ કે તે દિવસે જે બનાવ બન્યો છે તે ઉપરથી હવે આપણે બહુ સાવચેત રહેવું જોઇએ. ” એમ કહી તેમણે ધનુષ્ય બાણ હાથમાં લીધાં. પર્ણકુટીમાંથી બહાર નીકળતી વખતે તેમને લક્ષ્મણજીને બહુ સાવચેત રહેવા કહ્યું સીતાજીને છોડી તેમણે ક્યાંય પણ જવું નહિં એમ પણ કહ્યું. એ શીખામણ વારંવાર આપી રામે હરણની પાછળ જવું શરૂ કર્યું.

હરણનો શીકાર કરવાં રામે ધનુષ્ય બાણ ઉપાડયાં એટલે તે વનમાં આગળ ને આગળ જવા લાગ્યું. તે કોઇ પણ રીતે તેમને હાથ આવતું નથી. આખર સુધી હરણને

જીવતું પકડવાની રામની ઈચ્છા હતી. તે માટે તેઓએ આટલે વેગળે સુધી આવી ચઢયા છે હવે તેમના મનમાં વ્હેમ ઉત્પન્ન થવાથી તેમણે ધનુષ્યમાં બાણ ચઢાવી બરાબર નિશાન તાકી બાણ છોડયું. બાણ હરણના શરીરમાં વાગ્યું એટલે હરણના રૂપમાં રહેલા મારીચ રાક્ષશે મરણ પામતાં મ્હોટી બુમ પાડી કે. " ઓ સીતા ! ઓ લક્ષ્મણ ! " રામચંદ્રજી રાક્ષસની બુમ સાંભળી જરા ખ્હીધા પણ તેમણે જાણી લીધું કે, " લક્ષ્મણે કહ્યું હતું તે સત્ય ઠર્યું." રામચંદ્રજીને પાછાં ફરતાં બહુ વખત થયો તેથી સીતાને ઘણી ફીકર થઈ. હરણને શોધવા માટે ભયંકર અરણ્યમાં પ્રાણથી વધારે વ્હાલા પતિદેવને મોકલ્યા એ સારૂ ન કર્યું એમ જાણી સીતાજી બહુ દિલગીર થતાં હતાં. એજ સમયે ઘણે વેગળે " ઓ લક્ષ્મણ, ઓ સીતા. " એવી બુમ પડી. એ સાંભળી સીતાદેવીએ વિચાર કર્યો કે, " રામચંદ્રજી જરૂર કોઇ મ્હોટી આફતમાં આવી પડ્યા હશે. તેથી જ તેઓ લક્ષ્મણ અને સીતાને બુમો પાડી રહ્યા છે. રામની બુમો સાંભળી સીતાજી ઘણાં જ ગભરાયાં. તેઓ બેભાન થઈ જવાની તઈયારીમાં હતાં તેમણે રામની મદદે જવા લક્ષ્મણજીને કહ્યું અને કમાળે હાથ અફાળી રડવા લાગ્યાં. લક્ષ્મણે સીતાદેવીને ધીરજ આપી. તેમણે કહ્યું; "દેવી ! તમે અધીરાં થાઓ નહિ. મ્હોટા ભાઇને કંઈ પણ દુઃખ થયું નથી. આપણા જગતમાં એવું કોઈ પણ માણસ નથી

કે જે ભાઇને હરાવી શકે. તેઓ આવી રીતે બુમો પાડી શકે એવા નથી. મ્હેં પહેલાં પણ કહ્યું છે અને હમણાં પણ કહું છું કે; સોનેરી રંગનું હરણ તે માયાવી હરણ છે. કોઇ રાક્ષસે કપટ જાળ પાથરી છે. તમે જે બુમ સાંભળી છે તે તેજ માયાવી રાક્ષસરૂપી હરણની છે. તમે કાંઇ પણ ફિકર કરશો નહિં તમને આ અરણ્યમાં એકલાં મૂકી જવા મ્હને જરા પણ મન નથી. તમે જોઇ શકશો કે, મ્હારા મ્હોટા ભાઇ સારી સ્થીતિમાં હમણાંજ અહિં પધારશે ”

પરંતુ સીતાદેવીએ લક્ષ્મણજીના એ વચન તરફ ધ્યાન આપ્યું નહિં. રામચંદ્રજી કોઇ આફતમાં ફસાયા છે તેથી જ મ્હોટી ચીસ પાડી મદદની માંગણી કરે છે. એવો તેમને દઢ વિશ્વાસ ઉપજ્યો. એ વખતે તેઓ ભાન ભુલાં થઇ ગયાં. તેમની બુદ્ધિ ઓછી થઇ ગઇ. જે સીતાના જેવી સરલ અને મીઠું બોલનાર સ્ત્રી જગતમાં બીજી નહતી તેજ સીતા આજે પતિદેવ રામચંદ્રજીપર આવી પડેલી આફતને લીધે ગાંડા જેવાં થઇ ગયાં હતાં. તેમને પોતાના કલ્યાણ અકલ્યાણનું ભાન રહ્યું નહિં ” લક્ષ્મણજીને શાંત રીતે બોલેલો. જોઇ સીતાજીના મનમાં વ્હેમ ઉત્પન્ન થયો. તેમના મનમાં ક્રોધરૂપી અગ્નિ ભડ ભડી ઉઠયો. તેમણે મનમાં જ વિચાર કર્યો કે: લક્ષ્મણના મનમાં મ્હારા તરફ નઠારી બુદ્ધિ ઉપજી જણાય છે. તેથીજ

તેઓ શાંત ચીત્તે બેસી રહ્યા છે અને રામની મદદે દોડતા નથી. સીતાજી ગાંડા જેવાં બની ગયા છે. તેમણે ક્રોધમાં જ લક્ષ્મણજીને કહ્યું કે; ‘ પાપી ! દુષ્ટ ! તું અતિશય પાપ કરી રહ્યો છે. રામ ઉપર આવેલી આફતથી તું ખુશી થયો એમ જણાય છે. તેથી જ તેમના દુઃખમાં ભાગલે તો નથી. ત્હારા જેવા દુષ્ટને હાથે પાપ કર્મ થાય એમાં નવાઇ શી ? તું કપટી, ક્રુર અને મહા દુષ્ટ છો મ્હને તો એમ જ લાગે છે કે; તું ભરતની શીખવણીથી અથવા તો ત્હારી એકલાની મરજીથી તું મ્હને મેળવવા માટે જ રામની સાથે આવ્યો છે. પરંતુ દુષ્ટ ! યાદ રાખજે કે ત્હારી ઇચ્છા કદી પણ પાર પડશે નહિં. હું હમણાજ ત્હારા દેખતાં મારો જીવ કાઢી નાંખીશ. હું ખાત્રીથી કહું છું કે, હું રામ વિના એક પળ પણ જીવતી રહી શકીશ નહિં. રામ વિના બધો સંસાર મ્હારે મનથી ખારો છે.”

સીતાના મ્હોમાંથી આવા ખરાબ શબ્દ નિકળશે એવું લક્ષ્મણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું સાચું કહી એ તો આજે તેમને પોતાના કલ્યાણ—અકલ્યાણનું ભાણજ નહોતું. તેમ ન હોય તો લક્ષ્મણને તેઓ આવાં નઠારાં વચનો કદી પણ કહે જ નહિ; આટલા બધા દિવસથી તેમને મ્હોડે કોઇએ કદી પણ કડવાં વચનો સાંભળ્યાં નહોતાં તેજ પવિત્ર સ્ત્રી આજે આવાં નઠારાં વચનો કહે એ નશીબનો જ વાંક ! તેમને ભયંકર આફતમાં પડવું પડશે એ તેમના મ્હોના

નઠારા શબ્દો ઉપરથી કળી શકાય છે. વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થાય છે. લક્ષ્મણે રાજ્યનું સુખ અને વૈભવનો ત્યાગ કર્યો અને રામ સાથે વનમાં આવ્યો અને દુઃખ ભોગવવા લાગ્યો તે માત્ર તેનો પોતાના ભાઈ ઉપરનો અતિશય પ્રેમ હતો તેથીજ. તેમ ન હોય તો તે શા માટે વનનાં દુઃખ ભોગવે વારૂ! એવા પ્રિયભાઈની સ્ત્રી સીતા ઉપર તે કદી પણ નઠારી નજર કરે ખરો? સીતાનાં વચન સાંભળી લક્ષ્મણની છાતીમાં કાંટા ભોકાયા જેવું થયું! તેમની બન્ને આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં તે મનમાં જ બોલવા લાગ્યા "અરેરે! જે સીતાજીને હું માતા જેવાં જ ગણું છું તેને જ મ્હારા ઉપર વ્હેમ આવ્યો?" લક્ષ્મણને આ વખતે જાણે માથે વીજળી પડી હોય એટલું દુઃખ થયું! તેમણે ધાર્યું કે હવે મ્હોટી આફત આવવાની છે. એમાં જરા પણ શક નથી. જો તેમ ના હોય તો સીતાની આવી દુષ્ટ બુધ્ધિ સુઝે જ કેમ તેમનાં મ્હોમાંથી આવા નઠારા શબ્દો નિકળે કેમ? લક્ષ્મણે સીતાજીનાં નઠારાં વચનો સાંભળી મનને ઘણું રોક્યું અને બે હાથ જોડી કહ્યું માતાજી! તમે મ્હારા માતાજી જેવાં છો. તમને જવાબ આપવાની મ્હારામાં લાયકાત નથી. હું તમારો ન્હાનો દિયેર છું. એટલે તમારા પુત્ર જેવો છું અર્ આવા(?) શબ્દો બોલવા એ સ્ત્રીઓને માટે યોગ્ય નથી. વિચાર કરીને બોલવું એમાંજ માણસનું કલ્યાણ છે પણ સ્ત્રીઓમાં

સ્વભાવ જ એવો છે કેઃ તેઓ ઉતાવળાં ગમે તેમ બોલી નાંખે છે; ગમે તો પણ તમારાં બાણુ જેવાં વાકયો હું સહન કરી શકતો નથી.

તમારા શબ્દો જાણે ધગધગાવેલા લોઢાના સળીઆ જેવાં કાનમાં પ્રવેશ કરી અતિદુઃખ દે છે. વનના દેવતા સાક્ષી છે કે; તમને સત્ય જ કહું છું તેમ છતાં તમ્હે ગમે તેવાં કડવાં વચનો કહો છો તે યોગ્ય નથી. દેવિ તમને ધિક્કાર છે. તમેમ્હારા ઉપર વ્હેમ લાવો છો તે દુષ્ટ કાર્ય હું મ્હારા મરતાં સુધી કદી પણ કરૂંજ નહિ; હું મરૂં તે સારૂં પણ એવાં પાપ કર્મ કદી પણ કરીશ નહિં. મ્હને તો બ્હીક લાગે છે કે; તમારા મ્હોમાંથી આવા નઠારા શબ્દો નીકળવાથી કદાચ તમારા ઉપર મ્હોટી આફત આવશે. હું મ્હારા ભાઇની સેવા માટેજ તમારી સાથે આવ્યો છું તમે સ્ત્રીને લાયક ઓછી બુદ્ધિ બતાવી આપી છે. સ્ત્રીની બુદ્ધિ પગની પ્હાની એ કહે છે તે ખોટું નથી તમારૂં કલ્યાણ થાઓ. જ્યાં મ્હારા ભાઇ રામચંદ્રજી છે ત્યાંજ હું જાઉં છું. મ્હને બ્હીક લાગે છે કે; વખતે તમે કોઇ ભયંકર આફતમાં આવી પડશો. વનદેવતા તમારૂં રક્ષણ કરો. હવે હું રામની સાથે પાછો આવી તમારાં દર્શન કરીશ."

સીતાદેવીએ લક્ષ્મણને કાંઈ પણ જવાબ આપ્યો નહિ. તેઓ તો હમણાં પતિના અકલ્યાણનો વિચાર કરી

પુષ્કળ રડતાં હતાં લક્ષ્મણે વધારે કાંઈ પણ કહ્યું નહિ; તેઓ તો માત્ર દુઃખી અંતઃકરણે વન તરફ ચાલ્યા ગયા. સીતાજી એકલાં પર્ણકૂટીમાં રહેવા લાગ્યાં.

લક્ષ્મણજી વનમા ગયા એટલે દુષ્ટ પાપી રાવણ લાગ જોઈ રહ્યો હતો તે સન્યાસીનો વેશ લઈ પર્ણકૂટી નજીક આવી પહોંચ્યો. તે સીતાનું અતિ સુંદર રૂપ જોઈ અશ્ચર્ય પામ્યો. તેણે મનમાંજ વિચાર કર્યો કે; જગતની બધી સુંદરતા એકઠી કરી ભગવાને સીતાને રચી છે. તે સીતાની પાસે પર્ણકૂટીના બારણાં આગળ જઇ ઉભો અને તેમની ઓલખાણ પૂછી. તથા આવા ભયંકર જંગલમાં રહેતાં બ્હીક નથી લાગતી વગેરે હકીકત પૂછી. પર્ણકૂટી આગળ એક તેજસ્વી સન્યાસી મહારાજને આવેલા જોઈ સીતાએ પ્રથમતો તેમને ભક્તિ સાથે પ્રણામ કર્યા અને બેસવા આસન આપ્યું અને ટુંકાણમાં પોતાની ઓળખાણ આપી તેમણે કહ્યું કે; " મ્હારા પતિ અને દિયેર હમણાંજ આ-વી પહોંચશે. થોડી વાર બેસવાથી તમને મળી શકાશે. "

શું રાવણને ત્યાં થોભવાનો વખત હતો ? તેણે તુરતજ પોતાની ઓળખાણ આપી અને ગમે તે પ્રકારે સીતાને તે લંકા લઇ જવા ઇચ્છે છે એ પણ જણાવી દીધું એ સાંભળી સીતાને બ્હીક લાગી નહિ. તેના અંતઃકરણમાં કોઈ દૈવી સક્તિ ઉત્પન્ન થઈ. તેને લીધેજ સીતાના મ્હો ઉપર એક પ્રકારનું દૈવિતેજ ચકવા લાગ્યું. સતી

સીતાએ જાણે રણચંડીનું સ્વરૂપ લીધું તેમણે ક્રોધે આંખો ચઢાવી કહ્યું કે; દુષ્ટ રાક્ષસ ! તું શિયાળ થઇને સિંહણની ઇચ્છા રાખે છે ? તું મ્હને આંગળી પણ લગાડી શકે એમ નથી. તું જરા થોભ. હમણાંજ ધનુષ્ય બાણ સાથે રામચંદ્રજી અને લક્ષ્મણજી જેવા બન્ને વીર પુરૂષો આવી પહોંચશે અને તે તને સખ્ત શીક્ષા કરશે."

સીતાનાં એ ક્રોધ ભરેલાં વાક્યો રાવણથી સહન થયાં નહિં. વળી રામ અને લક્ષ્મણ ગમે ત્યારે પણ પર્ણકૂટીમાં આવી પહોંચશે. હવે જરા પણ વખત નહિ ગુમાવતાં તેણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રગટ કર્યું. સીતાદેવીએ ભય પામી જોયું કે; "એક મહા દુષ્ટ રાક્ષસ તેની સ્હામે ઉભો છે." આ વખતે સીતાને ચારે દિશામાં અંધારૂં જણાયું. તેમણે જાણ્યું કે. "આ પાપી રાક્ષસના હાથમાંથી હવે મ્હારો છુટકો નાહં થાય." એજ વખતે રાવણે ડાબે હાથે સીતાના માથાના વાળ અને જમણે હાથે તેમના બે પગ પકડી પર્ણકુટીમાંથી બહાર કાઢયાં. જોત જોતામાં એક રથ ત્યાં આવી ઉભો રહ્યો. સીતાદેવીએ રાવણના હાથમાંથી છુટવાને જીવતોડ મહેનત કરી પરંતુ તેમની બધી મહેનત છુટી પડી. પાપી રાવણે તેમને રથમાં નાંખી આકાશને રસ્તે ચાલવા માંડયું. સીતાદેવી મ્હોટી બુમો પાડવા લાગ્યાં અને વારંવાર રામચંદ્રજીને તેમજ લક્ષ્મણજીને બોલાવવા લાગ્યાં. તેમણે સ્વર્ગના દેવોની મદદ

માંગી. પરંતુ આજે તેમાંથી કોઇ તેમને જવાબ આપતું નથી. પતિવ્રતા સીતાના રક્ષણને માટે કોઇ આવી પહોંચ્યું નહિં. તેથી તેઓ દુઃખથી ગભરાઇ જડ અને ચેતન સર્વ વસ્તુઓને કહેવા લાગ્યાં કે; "હે જનસ્થાન! આજે હું તમને નમસ્કાર કરૂં છું. રાવણ સીતાને ઉપાડી લઈ જાય છે. તમે રામ આવે ત્યારે તુરતજ તેમને આ સમાચાર કહે જો. ઓ પવિત્ર ગોદાવરી નદી! તમને નમસ્કાર કરૂં છું. તમે રામને કહેજો કે: રાવણ સીતાને પરાણે ઉપાડીને લઈ ગયો છે. હે જંગલના દેવતાઓ! હું તમને નમસ્કાર કરૂં છું. તમે મ્હારા રામને કહે જો કે; રાવણ સીતાને પરાણે ઉપાડી નાસી ગયો છે. હે જંગલના જીવો! તમે જે કોઇ આ વખતે હાજર હો તેને મ્હારી પ્રાર્થના છે કે; હું તમારે શરણે છું. તમે મ્હારા રામને કહે જો કે; રાવણ સીતાને ઉપાડી લઈ ગયો છે. તમે જે કોઈ જીવો મ્હને જોતા હો તેમને મ્હારી પ્રાર્થના છે કે; તમે રામલક્ષ્મણને તુરતજ મ્હારી વાત કહી દે જો."

એ વનને એક ઠેકાણે પક્ષીઓના રાજા જટાયુ નામનો એક પક્ષી વાસ કરતું હતું. તેણે એકાએક કોઈ સ્ત્રીની મ્હોટી બુમો સાંભળી ઉંચે આકાશ તરફ જોયું, તેને જણાયું કે, રાવણ સીતાદેવીને રથમાં નાંખી ઉપાડી જાય છે. એ જોઈ જટાયુથી રહેવાયુ' નહિં તે તુરત આકાશ તરફ ઉડયો અને રાવણ સાથે તેણે ભયંકર લડાઈ કરી.

જટાયુએ રાવણને શરીરે પોતાની અણીદાર ચાંચ વડે લોહી લુહાણ કરી મુકયું. તેનો રથ ભાંગી ચુરો કરી નાંખ્યો એ વખતે રાવણ પૃથ્વી પર ઉતર્યો. અને જટાયુ ઉપર અણીદાર બાણ છોડયાં બિચારા પક્ષીનું ગજું કેટલું? રાવણનાં બાણથી તે ઘાયલ થઇ નીચે પડયું રાવણે તેની બે પાંખો કાપી નાંખી. મહાન વીર જટાયુ મરણ તોલ થઈ પડયું. ત્યાર પછી રાવણે સીતાને પીઠ પર ઉપાડયા અને પાછું આકાશને રસ્તે લંકા તરફ જવા માંડયું. સીતાદેવીએ છેવટે પોતાના શરીર પરનાં ઘરેણાં અને પહેરેલાં લુગડાંનો કેટલોક ભાગ રસ્તામાં ફેંકી દીધો. તેમણે ધાર્યું હતું કે; મ્હારાં લુગડાં અને ઘરેણા પડેલાં જોઈને રામ લક્ષ્મણ મ્હારી શોધ કરશે. થોડીવારમાંજ સમુદ્ર ઓળંગી રાવણ સીતાને લેઈ લંકામાં પેઠો.

---

## પ્રકરણ પાંચમું.

---




ચવટીની પર્ણ કુટીથી ઘણે વેગળે વનમાં મારીચ રાક્ષસેઓ લક્ષ્મણ, ઓ સીતા! એમ કહી બુમ પાડી તે ઉપરથી રામે વિચાર્યું કે: તેમને કોઈ પ્રકારે આફતમાં નાંખવા માટે જ રાક્ષસોએ આ માયાજાલ પાથરી છે. તેમને પોતાને માટે તો જરા

પણ બ્હીક નહોતી. તેઓ એમજ સમજતા હતા કેઃ પૃથ્વીમાં તેમનું અકલ્યાણ કરે એવું કોઇ પણ માણસ નથી. તેમને બ્હીક લાગી કેઃ રાક્ષસની બુમ સાંભળી વખતે લક્ષ્મણ સીતાને એકલાં મૂકી તેમની મદદે દોડી આવશે પરંતુ વળી પાછો વિચાર કર્યો કે બુધ્ધિમાન લક્ષ્મણ શું રાક્ષસોની માયા જાલ સમજી શકશે નહિં ? તેઓ તુરતજ ઉતાવળે પગલે પર્ણ કુટી તરફ ગયા. રસ્તામાં જ લક્ષ્મણજી મળ્યા. તેમણે લક્ષ્મણને પૂછ્યું કેઃ ભાઈ ! શું તમે સીતાજીને એકલાં મૂકી આવ્યા છો કે ? તમે એ સારૂં કર્યું નહિં." લક્ષ્મણે સીતાજીનાં કડવાં વચનો કહી સંભળાવ્યાં. એથી રામચંદ્રજીને વિશેષ ચિન્તા થઇ. તેઓ સમજ્યા કે નક્કી કોઈ ભારે સંકટ આવી પહોંચ્યું છે, તેમ ના હોય તો સીતાને એવી બુધ્ધિ સુઝે નહિ. અને લક્ષ્મણનો તિરસ્કાર કરે નહિં. લક્ષ્મણે પણ તેમના તિરસ્કાર વચનોથી ક્રોધે ભરાઇ તેમને છોડી આ તરફ આવ્યા એ સારૂં કર્યું નહિં. પ્રભુ ઇચ્છા બળવાન છે. જે થવાનું તે થયું અને હજી થશે. એમ કહી બન્ને ભાઇઓ ગભરાતે ચિતે પર્ણકુટી તરફ ચાલ્યા ગયા. તેમણે પર્ણકુટી આગળ આવી જોયું તો તેમાં સીતા ન હોતાં. પર્ણકુટીરને ખાલી પડેલી જોઇ રામ–લક્ષ્મણના જીવ ઉડી ગયા. રામે તો મ્હોટી બુમો પાડી સીતાને બોલાવવા મંડ્યા. પરંતુ જવાબ કોણ આપે ? જવાબ મળ્યો નહિં

તેથી સીતાના વિયોગ—દુઃખથી રામચંદ્રજી મૂર્છા ખાઈ જમીનપર પડી ગયા. લક્ષ્મણે તેમને અનેક શાંતિ ભરેલા શબ્દો કહી સંતોષ આપ્યો. તેમણે કહ્યું કે, "વખતે સીતા દેવી વનમાં કોઈ પણ જગ્યાએ ફરવા ગયાં હશે. હમણાંજ તેઓ આવી પહોંચશે. પરંતુ રામના મનને ધીરજ રહી નહિં. તેમણે તમામ વન, જંગલ, નદીઓ, સરોવરો, પર્વતો અને ગુફાઓમાં જઈ સારી પેઠે શોધ-ખોલ કરી. એકે એક ઠેકાણે દશ દશવાર જઇ આવ્યા પરંતુ કોઇ પણ ઠેકાણે સીતાનો પત્તો લાગ્યો નહિં સીતાજીના વિયોગ–દુઃખને લીધે રામચંદ્રજી ગાંડા જેવા બની ગયા.

ત્યાર પછી સીતાજીના શોધ માટે તેમણે પર્ણકુટીરને છોડી દીધી. જે ઠેકાણે આટલા દિવસ તેઓ સુખેથી રહેતા હતા તે ઠેકાણું છોડી દઈ બન્ને ભાઈઓ દરેક વન જંગલમાં સીતાનો શોધ કરતા ભટકવા લાગ્યા. રસ્તામાં જે કોઈ મળતું તેને તેઓ સીતાની ખબર પૂછતા પરંતુ કોઈ તેમને સીતાનો પત્તો આપી શકતા નહિં આમ તેમ ફરતાં ફરતાં તેઓ એક ઠેકાણે જઇ પહોંચ્યા. ત્યાં તેમણે જોયું કે. પક્ષીઓના રાજા જટાયુ એક ઠેકાણે મરણ તોલ થઈ પડયોં છે. રામ અને લક્ષ્મણે તેની ઘણી સેવા ચાકરી કરી ત્યારે તેનો જીવ ઠેકાણે આવ્યો. એટલે જટાયુએ કહ્યું કે, "મહારાજ રામચંદ્રજી! તમારાં સીતાજીને રાક્ષસોનો

રાજા રાવણ લઈ જતો હતો. તેમને બચાવવા જતાં મારી આ દશા થઇ છે." તેણે રાવણ સીતા સંબંધી તમામ હકીકત કહી સંભળાવી. છેલ્લા શબ્દો પુરા થતાંજ જટાયુના પ્રાણ નીકળી ગયા. રામલક્ષ્મણે જટાયુના દેહને ઠેકાણે પાડયો અને સીતાની શોધ માટે દક્ષિણ દિશા તરફ ચાલતા થયા.

આ પ્રમાણે શોધ કરતા કરતાં તેઓ ઋષ્યમુક નામના પર્વતપર જઈ ચઢયા. તે ઠેકાણે કિષ્કિન્ધાના રાજા વાલીના ભાઈ સુગ્રીવ સાથે તેમનો મેળાપ થયો. વાલીએ પોતાના ન્હાનાભાઈ સુગ્રીવને રાજ્યમાંથી કાઢી મૂકયો હતો તેથી તે એ પર્વત ઉપર રહેતો હતો. મહાન્ વીર હનુમાન એ સુગ્રીવનો મુખ્ય સેવક હતો, રામ અને લક્ષ્મણે સુગ્રીવની પાસે પોતાના દુઃખની વાત કરી તે સાંભળી હનુમાનના મનમાં બહુજ દુઃખ થયું હનુમાને સુગ્રીવને ભલામણ કરી કેઃ " રામને સીતા શોધવાના કામમાં આપણે જોઈતી મદદ કરવી જોઇએ." સુગ્રીવે જવાબ દીધો કેઃ " મ્હને તો રાજ્યમાંથી કાઢી મૂકયો છે જો મ્હને રામચંદ્રજી પાછું કિષ્કિંધાનું રાજ્ય અપાવે તો હું તેમને બનતી દરેક મદદ કરૂં." રામચંદ્રજીએ તેમ કરવા કબુલ કર્યું. રામની સલાહથી સુગ્રીવે પોતાનું થોડુંક વાનરલશ્કર લઈને મહા પરાક્રમી વાલી રાજા સાથે લડાઈ શરૂ કરી મહાવીર રામ અને લક્ષ્મણના આશ્ચર્ય કારક બળપરાક્રમથી વાલીની હાર

થઇ અને તે લડાઈના મેદાનમાંજ મરાયો. સુગ્રીવને તેનું રાજ સિંહાસન મળ્યું. 'રાજગાદી મળ્યા પછી સુગ્રીવે સીતાજીની શોધ માટે પોતાની મરજી બતાવી નહિં. જૂદાં જૂદાં બ્હાનાં કાઢી ને વખત વિતાડવા લાગ્યો અંતે જ્યારે મહાવીર લક્ષ્મણે સુગ્રીવને શીક્ષા આપવાની તૈયારી કરી ત્યારેજ તેને ભાન આવ્યું.

તેજ વખતે તેણે સીતાદેવીના શોધ માટે ચારે દિશામાં વાનરોને મોકલી દીધા. હનુમાને પોતે દક્ષિણ દિશામાં શોધ કરવા જવાનું કબુલ્યું. રામ અને લક્ષ્મણ તેના આવવાની વાટ જોવા લાગ્યા.

ધીમે ધીમે એક પછી એક એમ બધા વાંનરો નિરાશ થઈ પાછા આવ્યા. માત્ર હનુમાનનેજ પાછાં આવતાં ઢીલ થઇ. હનુમાન બધી દિશાઓમાં શોધ કર્યા પછી દક્ષિણ સમુદ્રને કિનારે આવી પહોંચ્યા. તે ઠેકાણે પર્વત ઉપર સમ્પાતિ નામના પશુ સાથે હનુમાનનો મેળાપ થયો. સમ્પાતિએ રાવણને સીતા લઈ જતો જોયો હતો. તેને મોઢથી સાંભળ્યું કે; "રાવણે સીતાજીને લંકામાં લઇ જઇ રાખ્યાં છે." એ વખતે હનુમાન સાથેનાં વાનેરોએ સમુદ્રને પેલે પાર લંકામાં જવાનો આગ્રહ બતાવ્યો પરંતુ સમુદ્રનું ભયંકર સ્વરૂપ જોઇ કોઈ પણ પેલે પાર જવાની હિંમત કરી શકયું નહિ: હનુમાન સૌથી વધારે બળવાન. હતા. વળી રામચંદ્રજીનું કામ કરવા માટે તેમનામાં વધારે બળ

આવ્યું હતું. તેણે એવો પણ નિશ્ચય કર્યો હતો કેઃ એ કાર્ય કરવામાં જો પોતાનું જીવનું જોખમ થાય તો પણ તેની દરકાર નહિ." બધા વાનરોને નિરાશ થતા જોઇ હનુમાને સમુદ્રને પેલે પાર જવાનો દૃઢ નિશ્ચય કર્યો હનુમાન સમુદ્ર કિનારેના એક પવર્ત ઉપર જઈ ઉભા અને આકાશને રસ્તે કુદકો માર્યો. તેઓ ધીમે ધીમે દેખાતા બંધ થઈ ગયા.

સીતાને લઈ જઇ રાવણ લંકામાં જઈ પહોંચ્યો હતો એ અમે પહેલાંજ લખી દીધું છે. પરંતુ તે કોઇપણ પ્રકારે સીતાજીને વશ કરી શકયો નહોતો તેણે ધાર્યું હતું કે; પોતાના મ્હોટા ધનના ભંડાર અને હીરા માણેક મોતી તથા રાજ્ય વૈભવ અને અતિશય સુખ જોઇ સીતાદેવી તેને વશ થશે પરંતુ સીતાજીને લંકામાં લાવ્યા પછી તેણે જોયું કે; પોતાના રાજ્યવૈભવે અને હીરામાણેક મોતીના ભંડારોએ તેના મનઉપર કંઈ પણ અસર કરી નથી. એથી રાવણે વિચાર કર્યો કે; હમણાં થોડા દિવસ સીતાને કંઈ પણ કહેવું નથી તેમજ તેના પર બલાત્કાર પણ કરવો નથી. છલકપટથી જો ધારેલું કામ થઈ જાય તો પછી બળાત્કાર કરવાની કંઇ જરૂર નથી, એવો વિચાર કરી રાવણે સીતાજીને એક સુંદર ઠેકાણે રાખ્યાં અને તેમને કહ્યું કે; " તમને એક વર્ષની મુદ્દત આપું છું. એટલા વખતમાં જો તમે મ્હારી ઇચ્છા પ્રમાણે નહિં વર્તો તો તમારી જીંદગી રહેશે નહિં."

રાક્ષસોના પહેરા નીચે રહી સીતા દેવીએ અશોક વનમાં દશમહિના વિતાડી દીધા પરંતુ રામના વિયોગમાં તેમનું શરીર તદ્દન સુકાઈ ગયું. તેમના શરીર ઉપર ફક્ત હાડકાં અને ચામડી દેખાવા લાગી. રાત દિવસ તેઓ કેવળ રામ નામનો જપ કરતાં હતાં. દશ મહિના વીતી ગયા છતાં તેમને રામલક્ષ્મણના કાંઇ પણ સમાચાર મળ્યા નહિં. કોઇ કોઈ વખતે તેમના મનમાં થતું કે: શું રામ લક્ષ્મણ આ જગત્માં નહિં હોય? જો હોય તો આટલા બધા દિવસથી મ્હારી સંભાળ કેમ ન લે? વળી પાછો વિચાર થતો કે: હવે જલદીથી રામચંદ્રજી મ્હારી સંભાળ લેશે. તેમનાં પવિત્ર દર્શન કરવા હું જરૂર ભાગ્યશાળી થઇશ. તેઓ મ્હારા ઇશ્વર છે. હવે જલદીથી હું રામચંદ્રજીની છાતી પર માથુ મૂકી મ્હારા જન્મનુ સાર્થક કરીશ." કોઈ કોઈ વખત સીતાજી પોતાનો જીવ કાઢી નાંખવા તૈયાર થતાં પરંતુ આશા તેમને તે રસ્તે જતાં રોકી રાખતી. દશ મહિના વીતી ગયા છે હજી બે મહિના બાકી રહ્યા છે. કોણ કહી શકે છે કે: બે મહિનામાં રામચંદ્રજી તેમને છોડાવવા માટે લંકામાં નહિં આવી પહોંચે જો બે મહિનાની અંદર રામચંદ્રજી મ્હને છોડાવવા લંકામાં નહિં આવે તો પછી પ્રાણ ત્યાગ કર્યા સિવાય બીજો રસ્તો જ નથી. એમ કહી રામચંદ્રજીની મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં તેઓ રામ—નામનો જપ કરવા લાગ્યાં.

એ વખતે જ એક દિવસ સવાર થતાં પહેલાં જ સીતાદેવીએ જોયું કે: અશોક વનનાં ઝાડોમાં જે પક્ષીઓ રાત વાસો રહ્યાં હતાં તે કલર વકર કરતાં બીજે ઠેકાણે ઉડી ગયાં. વનમાં અચાનક કોઈ આવ્યું છે, ખરું. તેમ ન હોય તો આ પ્રમાણે બને જ કેમ? સીતાદેવીએ ધાર્યું કે: કદાચ માયાવી રાક્ષસો તેમને માટે કોઇ નવો જ ઉપાય શોધી રહ્યા છે કે શું? સીતાજીએ ઉંચે જોયું તો ઝાડ ઉપર હનુમાનજીને બેઠેલા જોયા.

હનુમાન ધીમે ધીમે સીતાજી જોઈ શકે તેવી રીતે તેમની સ્હામેના ઝાડ ઉપર આવી સીતાજીને જોવા લાગ્યા હનુમાન આગલે દિવસે જ લંકામાં આવ્યા હતા. તેમણે ખાનગી વેશે લંકામાં દરેક ઘરમાં સીતાનો શોધ કર્યો હતો. પરંતુ કોઈ પણ ઠેકાણે એવી કોઇ સ્ત્રી જોવામાં ન આવી કે જેને તેઓ સીતા તરીકે ઓાળખી શકે. જો કે અત્યાર પહેલાં તેમણે સીતાજીને જોયાં નહોતાં પરંતુ રામ લક્ષ્મણને મ્હોડેથી સીતાજીનું જે વર્ણન સાંભળ્યું હતું તે સાથે કોઇ પણ સ્ત્રીની સરખામણી થાય તેમ નહોતું. ફરતાં ફરતાં તેઓ પાછલી રાત્રે અશોક વનમાં આવ્યા. ત્યાં તેમણે વેગળેથી જોયું કે: એક સ્ત્રી ધુળમાં છુટે વાળે પડી રહી છે. તેનું મ્હોં ફિક્કું થઇ ગયું છે. તેનું શરીર હાડ પિંજર જેવું થઈ રહ્યું છે. તેમ છતાં તેમાંથી એક પ્રકારનો પ્રકાશ બહાર નિકળે છે, હનુમાને કલ્પના કરી



સીતા-આત્મઘાત-ચેષ્ટા. પાનું ૬૦

(વાંચો)

સચિત્ર

# પતિ નારાયણ વ્રત



કીંમત ૦-૮-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ—અમદાવાદ

કે: એ જ સીતાજી હોવાં જોઇએ. તેમ છતાં વધારે ખાત્રી કરવા માટે તેઓ નજીકનાં ઝાડની ડાળીપર બેસી સીતાને જોવા લાગ્યા· તેમ છતાં તેમની છેક નજીક જવાનો લાગ મળ્યો નહિ કારણ કે રાવણના હુકમ પ્રમાણે રાક્ષસી દાસીઓ હંમેશાં સીતાને વિંટલાઇને બેસી રહેતી. એટલું જ નહિં પણ રાતને વખતે પણ તે દાસીઓનાં ટોળાં ત્યાં પહેરેગીરનું કામ કરતાં. તે દિવસે હનુમાન સીતાદેવીની સાથે વાતચિત કરી શક્યા નહિં, તેણે ઝાડની અંદર ભરાઈ રહીને જ આખો દિવસ વિતાડયો. બીજે દિવસે સવારમાં તેણે જોયું કે: રાવણ ઘણીં સુંદર સ્ત્રીઓ રાણીઓની સાથે ત્યાં આવી પહોંચ્યો છે. રાવણે સીતાજીને કહ્યું. “ હે જાનકિ ! તમે હજી કેટલા દિવસ આ પ્રમાણે વિતાડશો ? તમે આ પ્રમાણે મેલાં લુગડાં પહેરીને, ઉપવાસ કરીને, અને ધુળમાં પડી રહીને દિવસો ગાળશો નહિ: હું તમને મ્હારી તમામ રાજલક્ષ્મી અને રાજવૈભવ અર્પણ કરવા તઇયાર છું, તમે મ્હારા ઉપર પ્રસન્ન થાઓ. મ્હારા જેવો મહાન્ પરાક્રમી રાજા બીજો કોણ છે ? તપસ્યા, બળ, પરાક્રમ, પૈસા, માણસો–દાસ–દાસીઓ એ બધામાં ભિખારી રામ કરતાં હું ચઢીઆતો છું. વળી તેના જેવા સાધારણ માણસનું ગજુ નથી કે તે આવો મ્હોટો સમુદ્ર ઓળંગી લંકામાં આવે વળી કદાચ તે અહિં આવે તો પણ તેનું કંઇ પણ વળે એમ નથી. તેના જેવા

હજારો રામનું અહિં શું ચાલે? મ્હારા તાબામાંથી તમને કોણ છોડાવી શકે એમ છે તે તો હું જોઉં આ બધી બાબતોનો વિચાર કરી તમે મનને શાંત રાખો અને મ્હારા ઉપર પ્રસન્ન થાઓ."

સીતાદેવીએ રાવણના શબ્દો સાંભળી કહ્યું કે: રાક્ષસ ત્હાંરી ઇચ્છા પાર પડશે નહિં તું મ્હને • કોઇ પણ પ્રકારે આ ઠેકાણે રાખી શકશે નહિં. તું હજી પણ જાણી શકયો નથી કે હું કોણ છું? ત્હારા રાજયને અને ત્હારા વૈભવને હું લાત મારી શકું છું. હજી પણ જો તું ત્હારૂં ભલું ચ્હાતો હોય તો મ્હને રામના હાથમાં સોંપી તેમની ક્ષમા માંગ. રામચંદ્રજી ઘણા જ દયાળુ છે. ત્હારા આટલા બધા પાપની પણ ક્ષમા આપશે. નહિં તો હું કહું છું કે: ત્હારૂં કલ્યાણ થશે નહિં. હું દિવ્ય દ્રષ્ટિથી જોઇ શકું છું કે. તારા મરણના દિવસ ઘણા નજીક આવતા જાય છે. મહાન્‌વીર રામચંદ્રજી તને શિક્ષા આપવા માટે જ જલદીથી આવે છે તે વખતે પછી કોઈ પણ ઉપાયે ત્હારૂં રક્ષણ થશે નહિં. હું ત્હને શ્રાપ દઉં છું કે: ત્હારી આ લંકાનગરી નાશ પામશે."

સીતાનાં એવાં વચન સાંભળી રાવણને ઘણોજ ક્રોધ ઉપજ્યો. તે ત્યાંથી ચાલ્યો ગયો. દાસીઓ પણ રાવણની પાછળ ચાલી ગઈ. સીતાદેવી શાથે વાતચિત કરવાનો આ સારો લાભ જોઈ હનુમાન ઝાડપરથી નીચે ઉતર્યો અને

તેમની સ્હામે આવી બે હાથ જોડી તેમને પગે લાગ્યો. સીતાએ પહેલાં તો એવો જ વિચાર કર્યો કે: એ કોઇ માયાવી રાક્ષસ વાનરનો વેશ લઇ તેમને છેતરવા ત્યાં આવ્યો છે પરંતુ હનુમાને જ્યારે રામ-લક્ષ્મણ સંબંધી બધી હકીકત કહી અને સીતાદેવીની ખાત્રીને માટે રામચંદ્રજીની પોતાના હાથની વીંટી આપેલી તે સીતાજી હાથમાં આપી ત્યારે સીતાજીના મનમાં કંઇ પણ વ્હેમ રહ્યો નહિં. સીતાજીએ રડતાં રડતાં રામલક્ષ્મણ સંબંધી કેટલીએ હકીકત હનુમાનને પુછી. હનુમાને પણ તમામ હકીકત કહી સંભળાવી. છેવટે હનુમાને કહ્યું કે "માતાજી! તમે જો હુકમ કરો તો તમને મ્હારી પીઠે બેસાડી હું રામ પાસે લઇ જાઉં." હનુમાનની વાત સાંભળી સીતાજીએ કહ્યું; "ભાઇ રામચંદ્રજીનાં દર્શન કરવા હું એટલી બધી ઉતાવળી થઇ છું કે જેથી તમારા કહેવા પ્રમાણે કરવા હમણાંજ હું તૈયાર થાત. પરંતુ ભાઇ! તમેજ કહો કે, પારકા પુરૂષને સ્પર્શ કરવો એ મ્હારો ધર્મ છે? જોકે દુષ્ટ પાપી રાવણે મ્હને સ્પર્શ કર્યો છે પરંતુ તે વખતે મ્હારામાં કાંઇપણ શક્તિ નહોતી. મ્હારી મરજીથી હું પર પુરૂષનો કદીપણ સ્પર્શ કરી શકીશ નાહં. તમે રામચંદ્રજીને આ વાત કહેજો. તેઓ જાતે આવી મ્હને અહિંથી છોડાવી જાય."

સીતાજીનાં આ વચનો સાંભળીને હનુમનના મનમાં

ઘણી ભક્તિ ઉત્પન્ન થઇ. તેમણે જાણી. લીધું કે. સીતાના જેવી બીજી કોઇ પણ પતિવ્રતા સતી જગત પર નથી. હનુમાને સીતાજી પાસે જવાની રજા માગી નકામો વખત ગુમાવવાની તેને ઇચ્છા થઈ નહિ, જેમ ઉતાવળે સીતાજીના સમાચાર રામચંદ્રજીને અપાય તેટલું સારૂં એમ વિચારી હનુમાને તેજ દિવસે લંકા છોડવાનો નિશ્ચય કર્યો. રામચં-દ્રજીની ખાત્રી થવા માટે સીતાજીએ પોતાના માંથામાંથી એક ચુડામણિ કાઢી હનુમાનને આપ્યો. હનુમાન તે નિશાની લઇ અશોક વનમાંથી બહાર ગયા તેમણે મનમાં વિચાર્યું કે આટલે બધે વેગળે આવ્યો અને રાવણુની કેટલી શક્તિ છે તે ન જોઉં તો ઠીક કહેવાય નહિ એમ કહી તેમણે અશોક વનનાં ઝાડ ભાંગી ચુરેચુરા કરવા માંડયા ઝાડો ભાંગવાના સમાચાર સાંભળી રાક્ષસોનાં ટોળે ટોળા તેમની સાથે લડાઇ કરવા આવ્યાં હનુમાને તે બધાને હરાવ્ય છેવટે હનુમાને વિચાર કર્યો કે હવે રાવણુની મુલાકાત થાય તો ઠીક એ વખતે રાવણુનો પુત્ર ઇન્દ્રજિત તેમની સાથે લડવા આવ્યો હનુમાનને ત્યાં પોતાની હાર કબુલ કરી રાક્ષસોએ તેમને પકડી રાવણુ સ્હામે ઉભા કર્યા હનુમાને પૂછતાં તેમણે કહ્યું કે, હું રામચંદ્રજીનો દૂત છું અને કહ્યું કે, સીતાજી રામને સોંપી દઈ સંકટમાંથી મુક્ત થાઓ નહિં તો તમે મ્હોટા ભયમાં આવી પડશો. પરંતુ હનુમાનની એ શીખા-મણુ રાવણુને ગળે ઉતરી નહિ. ઉલટો રાવણુ ગુસ્સે થઈ

હનુમાનને જીવથી મારી નાંખવા હુકમ કર્યો પરંતુ તેના ન્હાના ભાઇ ધર્મનિષ્ટ વિભીષણે અને રાજ સભાસદોએ કહ્યું કે દૂતને મારી નંખાય નહિં તે વખતે રાવણે હુકમ કર્યો કે "હનુમાનનું એકાદ અંગ ભાંગી તોડી તેને છોડી દેવો. રાક્ષસોએ હનુમાનની પૂછડીએ તેલથી પલાળેલું લુગડું બાંધી તેને સળગાવી દીધું અને પછી તેને છોડી દીધો. અગ્નિનો ભડકો થયો એટલે હનુમાનજી એકજ કુદકે એક મકાનની છેક ટોચે જઈ બેઠા. તે ઘરમાં આગ લાગી કે તુરતજ બીજા ઘરપર બેઠા. અને તેને આગ લગાડી. આ પ્રમાણે લંકાનાં દરેક ઘરમાં તેમણે આગ લગાડી દીધી. ચારે દિશામા હાહાકાર થઇ રહ્યો જોત જોતામાં સુંદર સુંદર મકાનો બળી ભસ્મ થઇ ગયાં તે પછી હનુમાને અશોક વનમાં જઇ સીતા માતાને પ્રણામ કરી રામ–લક્ષ્મણને મળવા ત્યાંથી ચાલવા માંડયું થોડીવારમાંજ તેઓ રામ–લક્ષ્મણના સ્હામે આવી ઉભા રહ્યા અને સીતાજીએ આપેલી નિશાની રામના હાથમાં મૂકી લંકામાં બનેલો બધો બનાવ તથા સીતાજીનો સંદેશો કહી સંભળાવ્યો હનુમાનના આવ્યા પછી રાવણ ઉપર ચઢાઈ લઈ જવા લશ્કર એકઠું કરવા માંડયું વાનર લશ્કર સમુદ્રને કીનારે એકઠું થવા લાગ્યું સમુદ્ર ઉપર થઈને પેલે પાર જવાનોરસ્તો તૈયાર કરવા માંડયો. હનુમાને રામનામથી પત્થરો મૂકી ઠેઠ સુધી પાળ બાંધી.

---

## પ્રકરણ છઠું.



મ યત્ન કરવામાં આવે તો ન બને એવી કોઇપણ વસ્તુ નથી. પ્રયત્ન કરવાથી ગમે તેવું કઠણ કામ થઇ શકે છે. રામચંદ્રજીના તાબાના વાનર લશ્કરે સમુદ્ર ઉપર પાળ બાંધવાનું શરૂ કર્યું. અનેક ઠેકાણેથી ઝાડ પાંદડાં અને મ્હોટ મ્હોટા પત્થર લાવવામાં આવ્યાં. સર્વ વાનરો ઘણુાજ ઉત્સાહથી સાગર પર પાળ બાંધવા લાગ્યા.

રામ અને લક્ષ્મણ અગણિત લશ્કર સાથે સમુદ્રને આ કિનારે ઉભાછે અને સમુદ્ર ઉપર પાળબાંધે છે એ સમાચાર લંકામાં પહોંચતાંજ બધાને ચિન્તા થઇ. વાનરો કેવા સાહા સીક હોય છે તે રાક્ષસોથી અજાણ્યું નહોતું એકલા હનુમાને લંકાની કેવી દુર્દશા કરી છે તે તેમના જાણવામાંજ હતું. તો પછી રામચંદ્રજીના લંકામાં આ-વવાના સમાચાર સાંભળી સર્વ રાક્ષસો પોતાનું કર્તવ્ય કર્મ જાણવા માટે રાજસભામાં એકઠા થયા. રાવણે તેમના આવવાનું કારણ પૂછતાં તેમણે બે હાથ જોડી નમ્રતાથી કહ્યું કે; "મહારાજ! રામચંદ્રને કાંઇ સાધારણ શત્રુ સમજશો નહિ; અને તેનાથી બેદરકાર પણ રહેશો નહિ; વળી સીતાદેવીને કોઇ સામાન્ય સ્ત્રી સમજશો નહિ; જે

રામચંદ્રજીએ એકલા ખર અને દુષણુને તેમજ તેની સા· થેના પુષ્કળ લશ્કરને મારી નાખ્યું, જે રામચંદ્રજીએ મહાવીર વાલીને મારી નાંખ્યો, જે રામચંદ્રજી સન્યાસી જેવા છતાં પુષ્કળ બળવાન વાનરો સાથે સમુદ્રને આપાર આવવા તૈયાર થયા છે, જે રામચંદ્રજીની આજ્ઞાથી સમુદ્ર ઉપર પાળ બાંધવાની શરૂઆત થઈ છે, અને થોડા વખ· તમાંજ તે કામ પૂરૂં થઇ જશે. તે રામચંદ્રની સાથે દુશ્મનાઈ કરવાથી તમારૂં અકલ્યાણુજ થશે. તેથી અમારી પ્રાર્થના છે કે; તમે સીતાજી રામચંદ્રજીના હાથમાં સોંપીદો અને તેમની સાથે મિત્રતા બાંધો ભયંકર દુઃખમાંથી લંકાને બચાવો.'

રાવણે શાંત ચીત્તથી તેમનું કહેવું સાંભળી લીધું. પછી જવાબ દીધો કે; "આ જગતમાં હું કદી પણ કોઇથી હાર પામું એમ નથી. સાધારણ મનુષ્યની વાતતો દૂર રહી પણ સ્વર્ગના દેવતાઓ સુદ્ધાં મ્હારા ભયથી કંપે છે શું હુ ભીખારી રામની બ્હીકથી બ્હીજઇને સીતાદેવી તેને પાછી આપી દઇશ. શું હું સાધારણ માણુસની પેઠેએક મનુષ્ય પાસે જઇ હાથ જોડી તેની માફી માંગીશ! એમ કદી પણ બનશે નહિ; તમે શાંત થાઓ. ચિન્તા ન કરો. હું જોતજોતામાં વાનર લશ્કર સાથે રામ-લક્ષ્મણ ને હરાવી મારી નાંખીશ."

આ વખતે વિભીષણે નમ્રવચને કહ્યું કે; મહારાજ!

તમે મ્હારા મ્હોટાભાઈ છો. તમે મ્હારા પરમ પૂજ્ય નિત્ય અને વડીલ છો. તમે મ્હારા કરતાં દરેક રીતે ચઢીઆતા છો. તમને કાંઈ પણ શીખામણ દેવીએ મ્હારે માટે યોગ્ય ન કહેવાય. પરંતુ આ વખતે જે સવાલ ઉભો થયો છે તે તરફ આપસ્થિર ચિત્તે વિચાર કરતા નથી. તમે હમણાના સવાલને સાધારણ સમજશો નહિ, તમે બુદ્ધિ માન થઈને ટુંકી બુધ્ધિના માણસની પેઠે કામ કરશો નહિ; હજી પણ સગાં–બંધુ અને રાજસભાસદોની સલાહ માનીલો. તમારા વિચારની ખામીને લીવે સોનાની લંકા બળી ભસ્મ થઈ જશે આપણે વંશ સાથે પાયમાલ થઈ જઈશું. હું દિવ્યને ત્રવડે જોઈ શકું છું કે; રામચંદ્રજી સાથે લડાઈ કરવામાં કોઈપણ જીતી શકે એમ નથી, હજી પણ વખત છે. ચેતો અને રામચંદ્રજી પાસે જઈ સીતાજી તેમને પાછાં સોંપી તેમની ક્ષમા માંગો અને તેમની સાથે મિત્રતા બાંધો તેમ નહિં કરો તો તમે ખરાબ ખસ્ત થઈ જશો."

વિભીષણનાં વચનો સાંભળી રાવણ ક્રોધે બળી ઉઠયો તેણે વિભિષણને ઘણા તોછડા શબ્દો કહી ગાળો ભાંડી. છેવટે કહ્યું, કે; "તને જો એટલી બધી બ્હીક લાગતી હોયતો તું આ રાજનગરીમાંથી ચાલ્યો જા અને ભીખારી રામચંદ્રજીનો દાસ બની જીંદગી પૂરી કર."

વિભીષણે કહ્યું કે; જ્યારે મનુષ્યનો વિનાશ કાળ આવે છે ત્યારે તેને ઉંધી બુધ્ધિ સુઝે છે. તમને પણ

તેવીજ બુધ્ધિ સુઝે છે. તમારા વાંકથીજ સોનાની લંકા ધૂળધાણી થઇ જશે. તમારા વંશમાં દીવો સળગાવવા પણ કોઇ માણુસ રહેશે નહિ."

એ સાંભળી રાવણ ક્રોધને લીધે ભાન ભૂલો થઇ ગયો અને વિભીષણને લાતો મારી રાજસભામાંથી કાઢી મૂકયો. વિભીષણે લંકાનો ત્યાગ કર્યો અને સમુદ્રપાર જઇ રામચંદ્રજીનું શરણુ લીધું. તેણે રામને તમામ હકીકત કહી સંભળાવી રામચંદ્રજી પણ વિભીષણ જેવો મિત્ર મળવાથી સમજી શકયા કે; ભગવાનની આપણા ઉપર કૃપા છે, જો તેમ નહોતતો પોતાના ભાગ્યમાં આવો પરમ ઉપકારી મિત્ર મળેજ કયાંથી? વિભીષણ રામનો કૃપા પાત્ર બન્યો હતો તેજ પ્રમાણે તેની સ્ત્રી શરમા અને કન્યા કલા, પ્રથમથીજ સીતાજીની પ્રત્યે પ્રેમ દશાવતાં હતાં. રામચંદ્રજીએ રાક્ષસી નગરીમાં સીતાજીને આશ્વાસન લેવા એક સરમાજ ખરી બ્હેનપણી હતી. સીતાજી જે સમયે રામચંદ્રજીના વિયોગમાં અતિશય દુ:ખી થતા તે વખતે સરમાજ તેમને શાંતિ આપતાં. રાવણ જે વખતે સીતાજીને નઠારાં વચનો કહી સંતાપતો તે વખતે સરમા તેમનાં દુ:ખે દુ:ખી થઇ આંખોમાંથી આંસુ સારતાં, સરમાને જ્યારે જ્યારે વખત મળતો ત્યારે ત્યારે તે સીતાની પાસે આવી બેસતાં અને તેમને ધૈર્ય આપતા તેમજ તેમનું મન પ્રસન્ન રહે એવી સારી વાતો કરતાં. એ ઉપરાંત ત્રિજટા નામની એક રાક્ષસી પણ સીતા-

જીના મધુર ભાષણથી તેમના પર મોહ પામી હતી. રાવણે ત્રિજટાનેજ સીતાનું સંભાળ રાખવાનું કામ સોંપ્યું હતું ત્રિજટા બનતે ઉપાયે સીતાજીની સેવા કરતી. તે કોઇ દિવસ સીતાજીને નઠારા શબ્દો કે નઠારી વર્તણુકથી ત્રાસ આપતી નહિ; સરમા અને ત્રિજટાને જે વખત જે સમાચાર મળતા તે સીતાજીને તુરતજ કહેતાં; સરમાને મુખેથી વિભીષણના અપમાનને અને વિભીષણ રામચંદ્રજીને શરણે ગયાની વાત સાંભળી ત્યારે સીતાજીને ઘણો આનંદ થયો. તેમણે મનમાંજ વિચાર્યું કે; આટલા બધા દિવસ પછી હવે મ્હારો છુટકો થઇ જશે. હવે રામચંદ્રજી અને લક્ષ્મણ વિભીષણની મદદથી અનેક વિપત્તિમાંથી સહજે મુક્તિ મેળવી શકશે.

બીજી તરફ ઘણીજ થોડા વખતમાં સાગર ઉપર પાળ બંધાઈ ગઈ લશ્કર લંકા નજીક આવી ઉભું રામચંદ્રજીએ રાજ્ય નીતિ પ્રમાણે વાલીના પુત્ર અંગદને દૂત તરીકે રાવણને કહેવા મોકલ્યો અંગદ રાવણીની સભામાં જઈ સીતાને પાછી અપવા અથવા યુધ્ધ કરવાનું કહેવા લાગ્યો રાવણ સીતા પાછી આપવાની વાત ગળી ગયો લડાઈ કરવા તૈયાર છું એમ કહી દૂતને તેણે પાછો વાલ્યો અંગદે રામચંદ્રજીની છાવણીમાં જઈ રાવણની ઇચ્છા જણાવી દીધી તેજ વખતે ચારે દિશામાં લડાઇની તૈયારી થવા લાગી વાનર સૈન્યની ચીચીઆરીથી લંકાનગરી કંપી ઉઠી. લંકાના રહેવા-

સ્રીઓએ જાણ્યું કે લડાઈ જરૂર થશે રાવણનો નાશ થતો કોઇ અટકાવી શકશે નહિ.

આ વખતે મહારાજા રાવણ પોતાના અંગત મિત્રો તથા ખાસ રાજ સભાસદોને લઇ સલાહ મસલત કરવા લાગ્યો ઘણા વાદવિવાદ પછી નક્કી થયું કે માયા જાલ વડે રામનું બનાવટી માથું અને શરઆસન બનાવવું તે માથું અને શર-આસન સીતાને બતાવવાથી સીતા રામની આશા છોડી દેશે અને રાવણ સાથે પ્રેમ ગાંઠ જોડશે એ સમાચાર રામને કાને જતાં કદાચ પતિ શોકથી પોતાના પ્રાણ કાઢી નાંખશે અથવા ભ્રષ્ટ થયેલી સ્રીની જરૂર નહિં જાણી લંકા છોડી ચાલ્યો જશે. તેમ થવાથી લડાઇ કર્યા વગરજ રાવણનાં મનોરથ પૂર્ણ થશે. સભાસદો એ સલાહ આપવાથી રાવણ પોતેજ રામનુ બનાવટી માથું અને શર-આસન લઇ સીતાજીની પાસે જઇ ઉભો અને તેમને શરઆસન તથા પેલું બનાવટી મસ્તક બતાવ્યું સીતા તે માયાવી બનાવટી રામ-મુખ જોઇ અતિશય દિલગીર થયાં તેઓ મૂર્છાખાઇ જમીનપર ઢળી પડયાં કેટલીક વારે ભાન આવ્યા પછી તેમણે રાવણને કહ્યું કે ઓ દુષ્ટ ત્હેં આ શું કર્યું તેં આટલા બધા દિવસ પછી મ્હને અનાથ બનાવી છે. હું તને એટલો જ શ્રાપ આપું છું કે ત્હેં કર્મ કર્યું છે તેનું ફળ ત્હારેજ ભોગવવુંજ પડશે. શું તું એમ સમજે છે કે હવે હું ત્હારી મરજી પ્રમાણે વર્તીશ એ વાત તું સ્વપ્ને

પણ સાચી માનતો નહીં હું હમણાંજ મ્હારા પ્રાણ ત્યાગ કરી મ્હારા પતિની સાથેજ ચાલી જઈશ " રાવણે મનમાં જે ધાર્યું હતું તેથી ઉલટુંજ પરિણામ આવ્યું તેની ધારેલી ધારણા નિષ્ફળ થઇ તેથી તેણે નિશ્ચય કર્યો કે આજે સીતાને જીવથી મારી નાંખવી એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો સીતાદેવી પતિના શોકથી દુઃખી થઇ જમીન પર પછાડાં ખાવા લાગ્યાં !

રાવણ ચાલ્યો ગયા પછી શરમા ઉતાવળે પગલે ત્યાં આવી અને સીતાજીને અતિશય શોકાતુર જોઇ કહ્યું કે, સાંભળો દેવિ તમે આટલા બધા દિવસ થયાં આ રાક્ષસ નગરમાં રહો છો છતાં અહીંની માયાની રચના સમજી શકતા નથી. તમો શામાટે શોક કરો છો ? જગતમાં એવું કોણ માણસ છે કે જે રામચંદ્રજીનું માંથું ઉતારી શકે ? રાક્ષસ રાજા રાવણે તમને હમણાં જે રામચંદ્રજીનું મસ્તક બતાવ્યું. તે માત્ર તમને બ્હીક બતાવી વશ કરવા માટેજ માયાવી મસ્તક તૈયાર કરાવ્યું હતું દેવિ સાંભળો વાનર લશ્કરમાંથી જય ધ્વાન થાય છે વાનર લશ્કર લડાઇ માટે તૈયાર થઇ ગયું છે એ સાંભળીને પણ શું તમે રામચંદ્રજીનું અકલ્યાણ માનો છો ? તમે શાંત થાઓ. બધું સારૂજ થશે. ') શરમાનાં વચનો સાંભળી સીતાદેવીને શાંતિ વળી તેમના મનનો વ્હેમ દૂર થયો.

રાવણે જોયું કે લડાઈ કર્યા સિવાય હવે છુટકોજ નથી.

ત્યારે રાક્ષસ લશ્કરને લડાઈ માટે તૈયાર કર્યું મ્હોટા મ્હોટા રાક્ષસ યોદ્ધાઓ યુદ્ધ ભૂમિ ઉપર જવા લાગ્યા ત્યાર પછી લંકા કાંડ શરૂ થયો. દરરોજ ભયંકર લડાઈ થતી યુદ્ધ ભૂમિ ઉપર દરરોજ હજારો મડદાં પડતાં રાક્ષસો તરફથી જેઓ લડાઇમાં આવતા તેઓ કદીપણુ ઘેર પાછા ફરતા નહિ. માત્ર રાવણુ અને તેનો પુત્ર ઇન્દ્રજિત કોઈ વખત હાર પામી લંકામાં પ્રવેશ કરતા કોઇ વખત જીતીને ઘેર પાછા ફરતા એક દિવસ ઇન્દ્રજિતે ભયંકર લડાઇ કરી રામ–લક્ષ્મણને નાગપાસમાં બાંધી લીધા હતા પરંતુ વાનરોની ચાલાકીથી તેઓ છુટવા પામ્યા હતા.

રાક્ષસોમાં જેટલા મ્હોટા મ્હોટા વીર પુરૂષો હતા તે બધા એક પછી એક લડાઇના મેદાનમાં હંમેશને માટે સુઈ ગયા ! કુંભ, નિકુંભ અતિકામ પરિક્ષ, વીરબાહુ કુંભકર્ણ વગેરે મ્હોટા મ્હોટા વીર રાક્ષસો એક પછી એક યુધ્ધમાં પડયા એ જોઇ રાવણે વિચાર કર્યો કે આ વિકાળ લડાઈમાં કોઈપણુ બચી શકશે નહિ. રાવણુનો વંશ ઉચ્છેદ કરવા માટેજ તેણે સીતાદેવીને લંકામાં ઉપાડી આણ્યાં છે, પરંતુ હવે પશ્ચાતાપ કરવો નકામો છે તેણે પોતાની બુદ્ધિના દોષથી અને રૂપના મોહથી જે પાપકર્મ કર્યું છે તેનું ફળ તેણે ભોગવવુંજ જોઇએ. હવે રામની ક્ષમા માગવાનો વખત નથી. હવે તો આ મહાન લડાઈમાં શરીરનો ત્યાગ કરી પાપનું પ્રાયશ્ચિત ભોગવવુંજ જોઇએ.

બીજી તરફ વાનર-લશ્કરે જોયું કે; તેઓ રાક્ષસોની સાથે લડાઇ કરવામાં ફાવ્યા છે. માત્ર ઇન્દ્ર જિત સાથે તેઓ હારી જાય છે. ઇન્દ્રજિતે દુશ્મનો ઉપર જીત મેળ-વવા માટે લંકામાં નિકુમ્ભિલા નામનો યજ્ઞ શરૂ કરી દીધો હતો. એ યજ્ઞમાં આહુતિ આપ્યા પછી કોઇપણ તેના બાણમાંથી જીવતો ઘેર જઈ શકશે નહિ; એ સમાચાર સાંભળી વિભીષણ અને લક્ષ્મણ ગુપ્ત રીતે યજ્ઞ શાળામાં ગયા. ઇન્દ્રજિત તે વખતે યજ્ઞના કામમા ગુંથાયો હતો. તે ઠેકાણે વિભીષણ અથવા લક્ષ્મણ આવી પહોંચશે એવું તે સ્વપ્ને પણ જાણતો ન્હોતો. તે વખતે તેની પાસે કાંઈ હથિઆર પણ નહતું. લક્ષ્મણે અચાનક તેના ઉપર હુમલો કર્યો. હથિઆર વગરના ઈન્દ્રજિતે બન્યુ ત્યાં સુધી તેની સાથે લડાઈ કરી. અંતે યજ્ઞમંડળમાંજ તેનું મરણ થયું. લંકાની બધી આશા ઈન્દ્રવિજયી મહાવીર મેઘનાદ આટલા બધા દિવસ પછી લક્ષ્મણ ને હાથે મરાયો.

મેઘનાદ મરણ પામ્યાના સમાચાર સાંભળી રાવણ ક્રોધે ગાંડા જેવો બની ગયો. તેણે સોગન ખાધા કે લક્ષ્મ-ણના લોહીથીજ પુત્ર-શોક શાંત કરીસ. લશ્કરનાં ટોળે ટોળાં તૈયાર થયાં. મ્હોટા મ્હોટા સેનાપતિઓ આજે રાવણની સાથે લડાઈના મેદાનમાં ઉતર્યા. એ દિવસે જે ભયંકર લડાઈ થઈ તેનું વર્ણન થઈ શકે એમ નથી. એ દિવસે રાવણે ફેંકેલા બાણથી લક્ષ્મણ જમીનપર પડ્યા

રાક્ષસો પોતાનો જયથયો જાણી લંકામાં ચાલ્યા ગયાં. વાનરોની છાવણીમાં હાહાકાર થઈ ગયો. વાનર લશ્કરમાં સુષેણ નામક એક વાનર વૈધક વિદ્યામાં બહુ હોશિયાર હતો. તેણે કહ્યું કે; “આજની રાતમાંજ જો કોઈ વિશલ્ય કરણી નામની લતા લાવી આપે તો હું લક્ષ્મણજીનો જીવ બચાવું.” વિશલ્ય કરણી લતા કાંઈ જ્યાં ત્યાં મળતી નથી. તે તો ઘણેદૂર ગંધમાદન પર્વત ઉપરજ હોય છે. કોની મકદુર તે એક રાતમાં ગંધમાદન પર્વત પર જઇ પાછો આવે? જે બીજાને માટે અશકય તે પ્રભુ ભક્ત હનુમાનને માટે શકય હતું. બીજા કોઈથી જે કામ ન થઇ શકે તે કામ હનુમાનજી કરી શકતા. હનુમાનજીએ કહ્યું કે; “હું ગંધમાદન પર્વત ઉપરથી વિશલ્ય કરણી લતાલઈ આ-વીશ.” પવન પુત્ર હનુમાનજી તેજ વખત પવન વેગે ગંધમાદન પર્વત તરફ રવાના થયા. રાત અંધારી હતી અને લતાને તેઓ ઓળખતા નહતા. તેથી હનુમાનજીએ ગંધમાદન પર્વત ઉપર જેટલી લતા અને ઝાડ તથા પત્થરો દીઠાતે તમામ ઉપાડી રાતમાં ને રાતમાં જ પાછા લંકામાં આવી ઉભા રહ્યા. વૈધરાજે તેમાંથી વિશલ્ય કરણી વનસ્પતિ શોધી લીધી અને તેનો રસ કાઢી દવા તૈયાર કરી અને લક્ષ્મણજીના નાકમાં સુંઘાડી અને આખે શરીરે ચોપડી દીધી. થોડીવારમ જ લક્ષ્મણજીને ચેતન આવ્યું. વાનરલશ્કરમાં જયજય કાર થઇ રહ્યો. રાવણે એ જયની

બૂમો સાંભળી તેણે તપાસ કરાવી તો જાણ્યું કે લક્ષ્મણજી પાછા જીવતા થયા છે. હવે તેની ખાત્રી થઇ કે; આ લડાઈમાં આપણે જીતવાના નથી. હવે તો મર્યેજ છૂટકો,"

આજે છેલ્લીલડાઇ છે. આજની ભયંકર લડાઇનું વર્ણન થઈ શકે એમ નથી. રાવણે આજે સોગન ખાધા છે કે; કાંતો આજની લડાઈમાં હું રામચંદ્રજીને મારી નાંખીશ નહિંતો હું પોતે જીવ આપીશ." રામ રાવણનાં લશ્કરો સ્હામ સ્હામાં થઇ ગયાં. બન્ને વચ્ચે ઘનઘોર લડાઇ જામી. રામ અને રાવણ બન્ને લડાઈની કળામાં ચતુર અને પાવરધા હતા. બન્નેનાં લશ્કરમાંથી રાવણના અનેક લડવઇઓ કપાઇ જમીનપર પડયા. છેવટે રાવણે પણ પોતાનો દેહ છોડયો; પોતાના વડીલ બંધુના મરણથી વિભીષણ દિલગીરી બતાવવા લાગ્યો. છેવટે તેની મરણક્રિયા બરાબર કરવામાં આવી. તે વખતે બધાએ જોયું કે;—જે રાવણને ત્યાં એક લાખ પુત્ર અને એક લક્ષ પૌત્રો હતા. તેવા વંશમાં આજે એક પણ માણસ ઘરમાં દીવો બાળનાર નથી."

## પ્રકરણ સાતમું



લંકાના રાજા રાવણને તેના નઠારાં કર્મોનો બદલો વળી ગયો. વાનરો બહુ આનંદ પામવા લાગ્યા. એ વખતે રામચંદ્રજીએ હનુમાનને કહ્યું કે. “ભાઇ લંકામાં ફતેહ મેળવવાના મ્હારા કામમાં તુંજ મ્હારો મુખ્ય મદદગાર છે. તેંજ પ્રથમ મ્હને સીતાજીના સમાચાર લાવી આપ્યા હતા. ત્હારી શૂરવીરતા અને દયાને લીધે જ મ્હેં મ્હારા પ્રાણથી વધારે વ્હાલા ભાઈ લક્ષ્મણની જીંદગી ફરીથી મેળવી છે. આ બધા વાનર લશ્કરમાં ત્હને એકલાને જ સીતાજી ઓલખે છે. માટે રાવણના મરણ સમાચાર તુંજ પહેલાં સીતાજીને સંભળાવી આવ.” હનુમાન એ હુકમની જ વાટ જોતા હતા. તેમના મનમાં વારંવાર એમ થયા કરતું હતું કે. “હમણાંજ જઇને સીતાજીને રાવણના મરણના સમાચાર સંભળાવી આવું. પરંતુ શું કરવું ? હું તો રામનો દાસ છું. ભગવાન રામચંદ્રજીની આજ્ઞાથી સીતાજીનો શોધ કરવા હું બહાર નિકળતો હતો. હવે આ વખતે ભગવાનની રજા સિવાય સીતાજી વાળા અશોક વનમાં જવાય શીરીતે વારૂ ?” એમ વિચારીને જ તેઓ

અત્યાર સુધી તેમની રજા માટે થોભ્યા હતા. રામચંદ્રજીની આજ્ઞા સાંભળતાંજ તેઓ આનંદ ભરેલે ચિત્તે લંકામાં ગયા. હવે તેમને કોઇની બ્હીક નહોતી તેમને કોઇથી બ્હીવાનું નહોતું. આજે તેઓ જે સમાચાર લઇને સીતાજીની પાસે જનાર છે તેવા સમાચાર લઇને કોઇ દિવસ તેઓ બીજે કયાંય પણ ગયા નહોતા !

હનુમાન પવન વેગે સીતાદેવીની પાસે જઇ પહોંચ્યા. અને રામચંદ્રજીએ રાવણને મારી નાંખ્યો એ સમાચાર તેમને સંભળાવ્યા. તેમજ રામચંદ્રજીએ તેમના સુખ સમાચાર પૂછયા છે તે પણ કહ્યું સીતાદેવીના મ્હોં ઉપર આજે હસવું જણાયું; તેમના અંતઃકરણમાં પણ આનંદનો સાગર ઉલટી રહ્યો. તેમણે હનુમાનને આશીર્વાદ આપતાં કહ્યું કે. "ભાઇ ત્હેં મ્હને આજે જે સમાચાર સંભળાવ્યાં છે. તેના બદલામાં જો આખી પૃથ્વીનું રાજ્ય ત્હને સોંપવાની મ્હારામાં શક્તિ હોતતો તે આપવા છતાં પણ મ્હારા મનને સંતોષ થાત નહિં ભાઇ ! ત્હારા આ સમાચારનો બદલો વાળી શકાય તેમ નથી. અશોકવનમાં રહેનાર, હમેશની દુઃખી સીતા આજે ત્હને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપે છે."

હનુમાને કહ્યું; "માતાજી ! જગત્માં એથી અધિક બીજું કયું ઇનામ હશેતે હું કહી શકતો નથી, આશીર્વાદ આપો કે જેથી મન, વચન અને કર્મથી તમારાં ચરણની સેવા કરી જીંદગી સફળ કરૂં !" એ પછી હનુમાને કહ્યું.

" માતાજી મ્હારી એક વિનતિ છે. જે જે રાક્ષસી દાસીઓએ તમને અનેક પ્રકારનાં દુઃખ દીધાં છે તે બધીને શીક્ષા કરવાની મ્હને ઇચ્છા છે. તમે રજા આપો." હનુમાનની એ પ્રાર્થના સાંભળી સીતાજીએ કહ્યું કે; " ભાઈ ! જે માણસો રાજાના તાબામાં નોકરો છે જેઓ બીજાના હુકમથી કામ કરે છે તે બદલ દાસીઓ ઉપર કોણ ક્રોધ કરે વારૂ મ્હારા પૂર્વજન્મના પ્રારબ્ધને લીધે અને પુર્વજન્મનાં પાપને લીધે મ્હને આટલું દુઃખ ભોગવવું પડયું છે. એટલું જ નહિં પણ મ્હને મ્હારાં આ જન્મનાં કર્મનુંજ ફળ મળ્યું છે તેથી તું એમને મારી નાંખીશ નહિં. દાસીઓએ તો રાવણની આજ્ઞાથી મ્હને દુઃખ–ત્રાસ આપ્યો છે. જે માણસો બીજાના કહેવાથી પાપ કર્મ કરે છે તેને ડાહ્યા માણસો માફ કરે છે અને તેનું અકલ્યાણ કરતા નથી. જોવા જઇએ તો બધા માણસો ગુન્હા કરે છે. તેથી માફી આપવી એજ માણસનો ધર્મ છે."

સીતાજીનાં એવાં બોધ દાયક વચનો સાંભળી હનુમાને કહ્યું કે; " માતાજી ! હું તો ઓછી બુધ્ધિનો છું. સમજ્યા વગરજ આપને એ પ્રમાણે કહ્યું છે મ્હારો ગુન્હો ક્ષમા કરશો. આપની રજા આપોતો હું રામચંદ્રજીની પાસે જઈ આપના શુભ સમાચાર તેમને જણાવું અને હમણાંજ આપને રામચંદ્રજીની પાસે લઇ જવાની ગોઠવણ કરૂં."

સીતાદેવીએ કહ્યું; " ભાઈ ! તું ભગવાનના ચરણમાં

મ્હારા પ્રણામ કહે જે અને લક્ષ્મણ તથા બીજા વીર યો-દ્ધાઓને મ્હારા આશીર્વાદ જણાવજે. પ્રભુને કહેજો કે, "આપના ચરણનાં દર્શન કરવાની મ્હને એટલી બધી ઇચ્છા અને ઉતાવળ થઈ ગઈ છે કે; હવે મ્હારાથી એક પળ વાર પણ ઢીલ સહન થતી નથી."

હનુમાનજી સીતાદેવીનાં ચરણમાં પ્રણામ કરીને અશોક વનમાંથી બહાર નિકળ્યા. અને રામચંદ્રજીની પાસે જઈ સીતાદેવીના સુખ સમાચાર જણાવ્યા. સીતાજી શ્રી-રામચંદ્રજીનાં ચરણ દર્શનમાટે આતુર થઈ રહ્યાં છે તે વાત પણ તેમણે કહી સંભળાવી. હનુમાનના વચનો સાંભળી રામચંદ્રજીએ કહ્યું કે ભાઈ વિભીષણ સીતાજીને તેડી લાવવા માટે તમારેજ અશોક વનમા જવું પડશે, તમે તેમને મ્હારા આશીર્વાદ કહી અત્રે તેડી લાવો." એટલું કહી રામચંદ્રજી ફરીથી વિચારમાં પડયા, તેમના વિચારનું કારણ કોઈ પણ જાણી શકયું નહિં.

વિભિષણે અશોક વનમાં પ્રવેશ કરી સીતાજીને નમસ્કાર કરી રામચંદ્રજીની આજ્ઞા જણાવી. સીતાજી આનંદ પામ્યાં અને મ્યાનામાં બેસી પતિનાં દર્શન સમા-ગમ માટે વિદાય થયાં. મ્યાનો રામચંદ્રજીની છાવણી આગળ જઇ પહોંચ્યો એટલે રામચંદ્રજીએ ત્યાં જઈ સીતાજીને અંદરથી બહાર આવવા આગ્રહ કર્યો, રામનો એ આગ્રહ જોઇ બધાને આશ્ચર્ય થયું. જે રાજસભામાં

અનેક મનુષ્યો ઉભાં છે તે સ્થળે બધાનાં દેખતાં સીતાજીને મ્યાના બહાર આવવાની આજ્ઞા સાંભળી. કોઈ તેમના મનના વિચારો સમજી શકયું નહિં. સીતાજીએ મ્યાના બહાર નિકળી તેમના પગમાં નમન કર્યું. ઘણા દિવસ પછી રામ અને સીતાનો મેળાપ થયો હોવાથી તેમના આનંદનો પાર રહેવો જોઇએ નહિં તેને બદલે રામતો આસન ઉપર સ્થિર ચિત્તે બેસી રહ્યા. બધા આશ્ચર્ય પામી રામના સ્હામે જોઈ રહ્યા એ વખતે રામે ધીમે ધીમે સીતાદેવીને કહ્યું કે; "પ્રિય સીતા ! મ્હારા ધર્મને ખાતર મ્હેં તમારા ઉદ્ધારને માટે આટલો બધો પ્રયત્ન કર્યો છે; મહાન પાપી ચોરે મ્હારી પત્નીને ઉપાડી લઈ જવાનું સાહસ કર્યું તેના ગુન્હા માટે તેને શિક્ષા કરવી એજ મ્હારો ધર્મ છે મ્હેં તે ધર્મ પાળ્યો છે. પાપી રાવણ પોતાના વંશ સાથે પાયમાલ થઈ ગયો છે એટલે તેને તેના પાપનું ફળ મળ્યું છે. મ્હારો ધર્મ હું બજાવી ચૂકયો છું તમે આટલા બધા દિવસ પારકા માણસના ઘરમાં રહ્યાં છો. તમે પતિ પિતા અથવા કોઈ સગાને ઘેર રહ્યાં નહોતાં તેથી તમને મ્હારે પ્રાયશ્ચિત કરાવ્યા વગર એકદમ ઘરમાં રાખવાં યોગ્ય નથી. કોઇ પણ સારો માણસ પરઘેર રહેલી પોતાની સ્ત્રીને એકદમ ઘરમાં આવવા દે નહિં. મ્હારો ધર્મ હતો તેથી મ્હેં તમને પાપીના પંજામાંથી છોડાવ્યાં અને ધર્મને લીધેજ ઉપલા

કારણથી તમારો સંબંધ છોડવા તૈયાર થવું પડયું છે. એ સિવાય મ્હારે માટે બીજો કોઈ ઉપાયજ નથી.', એટલું કહેતાં કહેતાં રામચંદ્રજીનું ગળું રૂંધાઈ ગયું. તેઓ નીચે માથે બેસી રહ્યા.

રામનાં એ વચનો સાંભળી સીતા થોડીવારતો આશ્ચર્યમાં ગરક થઇ ગયાં. બીજી કોઈ સ્ત્રી હોય તો તે પોતાના પતિને મ્હોડેથી એવી વાત સાંભળી દેહ ભાન ભૂલી જાય. પરંતુ સીતાજીનો બધી સ્ત્રીઓ કરતાં ઉત્તમ પ્રકારનાં સ્ત્રી રત્ન હતાં. રામચંદ્રજીને મ્હોડેથી ઉપર પ્રમાણે દુ:ખ દાયક વચનો સાંભળી બહુ શરમાયાં અને અપમાન થવાથી દુ:ખી થયાં એ ખરૂં પણ ગભરાંયાં નહિં. પતિવ્રતપણાની પવિત્રતાને લીધે તેમનું હૃદય પ્રકાશ થઈ ઉઠયું તેમણે ધીરજ અને શાંતિથી પતિના નીચા મ્હો તરફ નજર ઠેરવી કહ્યું કે “ રાજન્! તમને હવે બીજા કોઇ નામથી બોલાવી શકતી નથી તે ક્ષમા કરજો. તમે હમણાં રાજાછો. ન્યાયનું ત્રાજવું હમણાં તમારા હાથમાં છે, હમણાં તમે ન્યાયાધિશ બની બેઠા છો તેથીજ તમને “ રાજન્ ” કહી બોલાવ્યા છે. “ રાજન્ ” તમે એક રાજાને છાજે એવો ઇન્સાફ કર્યો છે પરંતુ એક પતિને યોગ્ય વચનો કહ્યાં નથી. જો હું રામની પત્ની નાહોતતો હું તમારા વેણ ચુપ ચુપ સહન કરત. પરંતુ રાજન ! હું કંઇ

સાધારણ સ્ત્રી નથી. કે જેથી તમે આવો સખ્ત દંડ કરો. હું તો રઘુ કુલરાજાના ઘરની સ્ત્રી છું હું રાજા જનકની કન્યા છું. હું સૂર્ય વંશના વીર રાજા રામચંદ્રની ધર્મ પત્ની છું. મ્હને દંડ કરતી વખતે એ બાબત શું આપની ધ્યાનમાં ન રહ્યું ? પાપી રાવણે મ્હને સ્પર્શ કર્યો હતો એ ખરૂં પણ હું તે વખતે નિરાધાર હતી. તેપછી નું એક વર્ષ મ્હેં કેવી રીતે ગાળ્યું છે તેની તપાસ કરવી એ શું તમારા જેવા ન્યાયી ન્યાધિશનું કર્ત્તવ્ય નથી ? મહારાજ દશરથના પુત્રને શું રાજ ધર્મ શીખવવો પડે એમ છે ? વળી એક વાત સાંભળો. મ્હને આવો મરણ દંડ કરવા પહેલાં હે રાજન્ શું તમે તમારા હૃદયને એ સંબંધી પૂછ્યું છે ખરૂં ? રઘુકુલપતિ ! હું મરણથી બ્હીતી નથી. તમે મ્હારા ઉપર વ્હેમે ભરાયાતે વખતથીજ મ્હારૂં મરણ થયું છે, તેમ છતાં હું આટલી વાત ચિત કરૂં છું તે તમારી કૃપા મેળવવાને ખાતર નહિં. રામચંદ્રજીની પત્ની કૃપાની ભિખારણ નથી. પરંતુ મ્હારા ઇશ્વર ! હે દુઃખભંજન્! તમે આટલાં બધાં માણસોની વચ્ચે સીતાને માથે કલંક ચઢાવ્યું છે. તમે તેના પર વ્હેમ લાવ્યા છો. એ કલંક માથે ચઢાવી હું મરવા ખુશી નથી. ભાઈ લક્ષ્મણ ! તમને મ્હેં એક દિવસ હલકાં વચનો કહ્યાં છે. તેથીજ મ્હેં એક વર્ષ સખત દુઃખ ભોગવ્યું છે. પરંતુ હજી તે પાપનું પ્રાયશ્ચિત પૂરૂં થયું નથી ભાઈ! તમે મ્હારે માટે ચિતા

તૈયાર કરો. જો હું કલંકિત હોઈશ અને જો મ્હેં એક ક્ષણને માટે પણ રામનામ વિસાર્યું હશે તો મ્હારો આ પાપીદેહ અગ્નિમાં બળીને ભસ્મ થઈ જશે. પણ જો હું સતી હોઇશ અને રામની પતિવ્રતા સ્ત્રી હોઇશ તો અગ્નિ મ્હારે શરીરે જરા પણ અડકી શકશે નહિં. એ અગ્નિમાં પરીક્ષા થયા પછી હું રાજાની આજ્ઞા નીચે માથે પાળીશ." સીતાજીની એ સખ્ત આજ્ઞા સાંભળી લક્ષ્મણજીએ દિલગીરી ભરેલે ચ્હેરે રામચંદ્રજીના સ્હામું જોયું. રામચંદ્રજીએ તે વખતે તેમને સીતાજીની આજ્ઞા પાળવા રજા આપી અને શાંત ચિત્તે ચારે દિશામાં જોવા લાગ્યા. બધાં માણસો ચુપ ચુપ ઉભા રહી રામની ગંભીરતા જોતા હતા. કોઇની હિંમત થઇ નહિં કે: રામચંદ્રજીને કોઇ શીખામણ આપી શકે.

ચિતા બનાવવામાં આવી. સીતાજીએ ગદ્ ગદ્ કંઠે બે હાથ જોડી રામચંદ્રજીના ચરણમાં પ્રણામ કરી ચિતાની પ્રદક્ષિણા કરી કહ્યું કે: "હે ભગવાન્! જો મ્હેં જાગતાં ઉંઘતાં કે સ્વપ્નામા, મન વાણી કે કર્મથી મ્હારા પતિ દેવ રામચંદ્રજીનું નામ સ્મરણ છોડયું હોય તો હે અગ્નિ દેવ! મ્હને બાળી ભસ્મ કરજો. કારણ કે મ્હારાં સારાં કે નઠારાં કર્મના તમે સાક્ષી છો."

એમ કહી સીતાજી બહીક વગર અગ્નિમાં પેઠાં. ત્યાં

ઉભેલાં હજારો માણસોએ તે જોયું. સર્વે હાહાકાર કરવા લાગ્યા. રામચંદ્રજી શાંત ચિત્તે સીતાજીનુંએ આશ્ચર્યકારક કાર્ય જોતા હતા. તેઓ મ્હોમાંથી એક શબ્દ પણ બોલી શક્યા નહિં. થોડીવારમાં જ બધાંએ જોયું કે: " અગ્નિમાંથી અગ્નિદેવે સાક્ષાત્ મૂર્તિ ધારણ કરી સીતાનો હાથ ઝાલી રામચંદ્રજીને કહ્યું કેઃ " રામ ! આ ત્હારી સીતા ! એ તદ્દન પતિવ્રતા અને સતી છે. એણે જરા પણ પાપ કર્યું નથી. તમે એને તમારી સ્ત્રી તરીકે કબુલ કરો. હું તમને કહું છું કે સીતાદેવીએ એક પળને માટે પણ તમારૂં નામ સ્મરણ છોડયું નથી. તમે એના આચરણમાં જરા પણ વ્હેમ લાવશો નહિં. આજે સીતાએ જેવી પરીક્ષા આપી છે તેવી બીજી પણ સ્ત્રી આપી શકશે નહિં " એમ કહી અગ્નિદેવ અંતધાન થઈ ગયા.

રામચંદ્રજી શાંત ઉભા હતા તેઓ સીતાની સ્હામે આવી બોલ્યા કે: " સતીદેવિ ! તમે બહુ સખત પરીક્ષામાં પસાર થયાં છો. એ કામ તો તમે જ કરી શકો. આજે તમે જગત્ ઉપર જે દૃષ્ટાંત બતાવી આપ્યું છે તે જ્યાં સુધી જગત્ રહેશે ત્યાં સુધી તમારી કીર્તિ અમર રહેશે. તમારૂં સતી માહાત્મ્ય જગત્‌ને બતાવીઃ આપવા માટે જ દેવતાઓએ તમારી આ પરીક્ષા લીધી છે. દેવિ ! હું તો આ કામમાં [illegible] કારણ જ બન્યો છું. " એમ કહી રામચંદ્રજીએ

સીતાનો હાથ પકડયો. પતિવ્રતા સીતા તે વખતે પોતાનું બધું અપમાન અને કઠોર વચનો ભૂલી ગયાં એ વખતે તેમનું અંતઃકરણ આનંદથી પ્રફુલ્લ થઈ ગયું. તેમણે રામનાં ચરણની રજ લઈ પોતાને માથે ચઢાવી. રામ અને સીતાનો મેળાપ થવાથી બધાં માણસોએ રામ–જાનકિની જયના પોકારો કર્યા. સ્વર્ગમાંથી દેવતાઓએ ફુલનો વરસાદ વરસાવ્યા.

ત્યાર પછી એક સારો દિવસ જોઇ રામચંદ્રજીએ વિભીષણને લંકાની ગાદી ઉપર બેસાડી વાનર અને રાક્ષસ લશ્કર સાથે તેઓ અયોધ્યા તરફ વિદાય થયા. તેમનાં વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થયાં હતાં, રામચંદ્રજી અયોધ્યા પધારે છે એમ જાણી અયોધ્યાની પ્રજામાં અતિશય આનંદ પ્રસરી રહ્યો. ભરત થોડે દૂર સુધી આવી રામચંદ્રજીને પગે લાગ્યા. તે વખતે રામચંદ્રજીએ સુગ્રીવ વિભિષણ અને હનુમાન વગેરે વીર યોદ્ધાઓ સાથે ભરતની ઓળખાણ કરાવી. તે પછી રામ લક્ષ્મણ અને સીતાએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો, તેમણે સૌથી પહેલાં સાવકીમાતા કૈકયીના ઓરડામાં ગયાં. રાણી કૈકયી આટલા દિવસ થયાં મરણ તોલ થઈ પથારીમાં પડી રહેતાં હતાં રામચંદ્રજીને આવેલા જોઈ તેમણે તેમને ઘણા પ્રેમથી છાતી સાથે ચાંપ્યા. રામ, લક્ષ્મણ અને સીતાએ તેમના ચરણમાં માથું નમાવ્યું. તે પછી બધાં કૌશલ્યા અને

સુમિત્રા માતા પાસે ગયાં. આટલા બધાં દિવસ પછી અયોધ્યા નગરી ફરીથી પાછી આનંદ ભોગવવા લાગી. ઘેર ઘેર આનંદ પ્રસરી રહ્યો- એક શુભ દિવસે અયોધ્યા નગરીના રાજ સિંહાસન ઉપર રામચંદ્રજીનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અયોધ્યા નગરીની પ્રજામાં મ્હોટો આનંદ ઉત્સવ થઇ રહ્યો.

## પ્રકરણ ૮ મુ.




રામચંદ્રજી હવે અયોધ્યાનગરીના રાજા થયા. તેમણે રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધો. તેમણે જે પ્રકારે રાજ્ય ચલાવવા માંડયું અને પ્રજાનું પાલન કરવા માંડયું તે ઉપરથી સર્વ પ્રજા તેમને ધન્યવાદ આપવા લાગી. તેમના રાજ્યઅમલમાં તમામ પ્રજા દરેક પ્રકારે સુખી થઇ. સર્વના ઘરમાં અન્ન અને ધનના ભંડાર ભરપૂર હતા. પૃથ્વીમાં બીજા કોઈ પણ રાજાની પ્રજા આવી સુખી હશે કે કેમ તે કહી શકાય નહિં. તેથી જ સારી રાજ્યનીતિનો દાખલો બતાવતી વખતે હજી પણ લોકો રામરાજ્ય ” એટલે સારૂં

રાજ્ય કહે છે. પ્રજાને ખુશી રાખવી એજ રામચંદ્રજીનો હેતુ હતો. તેઓ વારંવાર કહેતા કે: "પ્રજાને રાજી રાખવા માટે જ હું કાંઇ પણ કરી શકું એમ છું. એટલું જ નહિં પણ જરૂર હોય તો હું મ્હારી સ્ત્રી સીતાનો ત્યાગ પણ કરી શકું છું" પરંતુ કોને ખબર કે તે વખતે રામચંદ્રજીએ પોતાનું વચન સત્ય ઠરશે એવું સ્વપ્ને પણ ધાર્યું નહોતું. સીતાજીનો ત્યાગ કરવાનું કામ એક દિવસ તેમને માથે આવી પડયું. પ્રજાની મરજી એ જ રાજાની મરજી હોવી જોઇએ. એ તેમની ઇચ્છા પૂરી થઈ. પોતાની પ્રજાએ આગ્રહ કરવાથી સીતાજીને વનમાં મોકલવાનો વખત આવી પહોંચ્યો !

સારૂ રાજ્ય ચલાવતા રાજા રામચંદ્રના રાજ્ય અમલમાં પ્રજા સુખેથી રહેતી આનંદ કરતી હતી. એક વખત પ્રજાના જાણવામાં આવ્યું કે: સીતાજીને ગર્ભ છે. એ જાણી નગરના લોકો બહુ આનંદ પામ્યા. પ્રજાજનો એ ભગવાનને પ્રાર્થના કરી કે: અમારા મહારાજા પુત્રનું મ્હો જોઈ સદા સુખી થાઓ. રાજાના અંતપુરમાં રહેતી દાસીઓ ગર્ભવતી સીતાજીને આનંદમાં રાખવા અનેક પ્રકારના પ્રયત્નો કરવા લાગી. આ વખતે સીતાદેવી પણ હમેશાં આનંદમાં જ રહેતાં તેમને જે વખતે જે વસ્તુની ઇચ્છા થતી તે વસ્તુ તુરંત જ તેમની પાસે હાજર થાય.

રામચંદ્રજી પણ રાજકાજમાંથી પરવારી તુરતજ સીતાજીના મકાનમાં જતા અને ગર્ભવતી સીતાનું મન આનંદ પામે એવો યત્ન કરતા.

એક દિવસ વાત ચિત કરતાં કરતાં રામચંદ્રજીએ સીતાજીને કહ્યું કે: “ તમને હમણાં શી ઇચ્છા છે તે મ્હને કહો.” સીતાદેવીએ કહ્યુ કે: “ ભગવાન્ મ્હને કોઈ કોઈ વખતે એવી ઇચ્છા થઇ આવે છે કે હું ઋષિ–મુનિઓના આશ્રમમાં જઇ વનની શોભા જોઉં અને ઋષિની સ્ત્રીઓ સાથે વાત ચિત કરી આનંદ ભોગવું.” સીતાજીની એ વાત સાંભળી રામચંદ્રજીએ હસતાં હસતાં જવાબ દીધો કે, “ એ કાંઈ કઠણ વાત નથી. તમારી એ ઇચ્છા હું અધુરી રાખીશ નહિં. હું હમણાં જ ગોઠવણ કરૂં છું. તમે આવતી કાલે તમસા નદીને કિનારે વાલ્મીકિ મુનિના તથા વનનાં તમો દર્શન કરવા જજો રાજ્યનાં કામ વધારે હોવાથી કદાચ હું તમારી સાથે આવી શકીશ નહિં, પણ મ્હારા પ્રાણથી વધારે વ્હાલા ભાઇ લક્ષ્મણને તમારી સાથે વનમાં મોકલીશ. તેઓ તમને મુનિના આશ્રમે લઇ જશે.” રામનાં વચનો સાંભળી સીતાદેવીને ઘણો જ આનંદ થયો. તેમણે રૂષિની સ્ત્રીઓને ભેટ આપવા લાયક વસ્તુઓ ભેગી કરવા માંડી. રામચંદ્રજી પોતાને બીજે કામે ચાલ્યા ગયા. રામચંદ્રજીએ પોતાનો રાજ્યકારભાર કેવો ચાલે છે તે

સંબંધી પ્રજાનો અભિપ્રાય જાણવા માટે પોતાના છુપા નોકરોને કામ માટે રોકયા હતા. તેઓ પ્રજામાં જઈ ખાનગી રીતે તેમનો અભિપ્રાય જાણી રામચંદ્રજીને બધી હકીકત કહી જતા. પ્રજાને જે કાંઇ વસ્તુની જરૂર પડતી તે અને જે વસ્તુની જરૂર ન હોય તે સઘળી હકીકત રામ રાજાના ખાનગી નોકરો જાણી લેતા અને રામચંદ્રજીને જણાવી પ્રજાને માટે સારા કાયદા બંધાવતા. જે દિવસે રામચંદ્રજી સીતાના મકાનમાંથી બહાર નિકળ્યા તે જ દિવસે દુર્મુખ નામનો છુપો નોકર તેમની વાટ જોઇ ત્યાંજ ઉભો હતો. રામચંદ્રજીએ સાથેના નોકરને કહ્યું કે "દુર્મુખને હમણાં જ મ્હારી પાસે લાવો." દુર્મુખે રામની પાસે આવી પ્રણામ કર્યા એટલે તેમણે કહ્યું કે, "દુર્મુખ! આજે શા સમાચાર લાવ્યો છે?" દુર્મુખે બે હાથ જોડી કહ્યું કે; "મહારાજ! આપની પ્રજા એકે અવાજે કહે છે કે. "અમે બધા અતિશય સુખમાં રહીએ છીએ. તે માટે અમારા રાજા રામચંદ્રજીનું કલ્યાણ થાઓ." રામચંદ્રજીએ કહ્યું; "દુર્મુખ! તું દરરોજ એકની એકજ વાત કહે છે. મ્હારાં વખાણ સાંભળવા માટે મ્હેં તને એ કામ સોંપ્યું નથી. જો કોઇ પણ માણસ મ્હારી ભૂલ કાઢતા હોય તો તે મ્હને કહે એટલે હું મ્હારી ભૂલ સુધારવા પ્રયત્ન કરૂં. "રામચંદ્રજીનું એ વચન સાંભળી દુર્મુખનું મ્હો સુકાઇ ગયું. તેણે મનમાંજ વિચાર્યું કે,

બહુ દીલગીરીની વાત! શા કારણથી રાજાજીએ આજે આવું કહ્યું હશે વારૂ?'' દુર્મુખે મનની વાત છુપાવતાં કહ્યું કે; મહારાજ! પ્રજામાંથી કોઈ પણ આપની ભૂલ તો બતાવતું નથી."

દુર્મુખે એવી ખુબીથી એ વચન કહ્યાં હતાં કે જેથી તે સાંભળતાં જ રામચંદ્રજીને કંઈક વહેમ પડયો, તેઓ સમજી શકયા કે: દુર્મુખ કાંઈક વાત છુપાવે છે ખરો! રામચંદ્રજીએ કહ્યું કે; "દુર્મુખ! તું કાંઈક પણ હકીકત છુપાવે છે ખરો ત્હારે જરા પણ બ્હીક રાખવી નહિં જે કાંઈ હોય તે મ્હને સાચે સાચું કહી દે કાંઈ પણ વાત છુપી રાખીશ નહિં ત્હારી વાત ગમે તેવી દુખ:દાયક હશે તો પણ હું તારા ઉપર ક્રોધે ભરાઈશ નહિં. પણ જો તું સાચી હકીકત છુપાવશે તો હું ત્હારા ઉપર ક્રોધે ભરાઈશ." દુર્મુખે જાણ્યું કે; "સાચી હકીકત છુપાવવા જતાં ઉલટી તે ખુલ્લી થઈ છે, મ્હારાજા મ્હારૂં મ્હોં જોઈને કંઈક સમજી શકયા છે. તે દિલગીર થતો ગરીબડે સ્હેરે બોલ્યો કે: "મહારાજ! મ્હારો ગુન્હો માફ કરશો આ વખતે જ હું સમજી શકયોછું કે મ્હેં કેવું ભયંકર કામ હાથમાં લીધું છે, જો આ વખતે મ્હારૂં મરણ થાત તો ઘણું સારૂં થાત કે જેથી મ્હારે આપને એક અપ્રિય હકીકત જણાવવી ન પડત." દુર્મુખની એ વાત સાંભળી

રાજા રામચંદ્રજીને ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું કે, દુર્મુખ તું જરા પણ ઢીલ ના કર. જે કાંઇ હોય તે તુરતજ મ્હને કહી દે. હું ત્હારી વાત સાંભળવા બહુ જ અધીરો થઈ રહ્યો છું,"

દુર્મુખે કહ્યું કેઃ મહારાજ! ફરીથી કહું છું કે. મ્હારો ગુન્હો માફ કરજો. મહારાજ! બધી પ્રજા તમારા રાજ્યની સારી વ્યવસ્થા માટે વખાણ જ કરે છે, પરંતુ કોઇ કોઇક માણસ રાજરાણી સીતાદેવી સંબંધી કેટલાક નિંદા પણ કરે છે. તેઓ કહે છે કેઃ "રાજાના મનમાં કંઇ પણ પાપ નથી, તે બહુ ભલા છે. પરંતુ સીતારાણી રાવણના મકાનમાં આટલા બધા દિવસ રહ્યાં છતાં મહારાજને તેમના ઉપર કંઇ પણ વ્હેમ આવ્યો નહિં અને જરા પણ અડચણ વગર તેમને ઘરમાં લઈ લીધાં એ સારૂં કર્યું નહિં. હવે પછી જો કોઇ પ્રજાના ઘરમાં એવો જ બનાવ બનશે તો પારકાના ઘરમાં રહેનાર દુરાચારી સ્ત્રીને તેનો પતિ કે સગાં કાંઇ પણ શિક્ષા નહિં કરતાં તેને ઘરમાં લઇ શકશે. તે સ્ત્રીના સગાં રાજરાણી સીતાનો દાખલો આપી પોતાની વાત કબુલ કરાવશે તેઓ એમ પણ કહે છે કેઃ "અમે બાજુ શું કરીએ. રાજા એજ ધર્મ અને અધર્મનો કર્ત્તા છે. રાજા જે કાંઇ કરશે તે અમે તેના આશ્રયમાં રહેનાર પ્રજા પણ

કરીશું. રાજા જે નીતિ-ધર્મ પ્રમાણે વર્તશે તે નીતિ-ધર્મ પ્રમાણે અમારે પણ વર્તવું પડશે." મહારાજ! મ્હેં જે કોઇ સાંભળ્યું હતું તે આપને કહી દીધું છે. મ્હારો ગુન્હો માફ કરશો. હે ભગવાન્! આટલા બધા દિવસે મ્હારૂં દુર્મુખ નામ સફળ થયું." એમ કહી દુર્મુખ રડવા લાગ્યો ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

દુર્મુખના ગયા પછી રામચંદ્રજી પણ પોતાના મનને રોકી શકયા નહિં. તેમના મનમાં અતિશય શોક ઉત્પન્ન થયો તેમની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં તેથી છાતી પલળી ગઈ. તેમના અંતઃકરણમાં એ વખતે જે વિચારો ઉત્પન્ન થયા હતા તેનું વર્ણન કરી શકાય એમ નથી. રામચંદ્રજી થોડો વખત મરણ તોલ જેવા બેસી રહ્યા પછી પોતાની મેળે જ બોલવા લાગ્યા કે: "હવે વિચાર કરવાથી ફાયદો શો? પ્રજાનું પાલન કરવાનો અને પ્રજાને રાજી રાખવાનો ભાર મ્હેં લીધો છે ત્યારે તો પછી મ્હારાં સુખ દુઃખનો વિચાર કરવાનો મ્હને અધિકાર જ શો છે? મ્હારી છાતીમાં સખત ભાલા ભોકાય તો પણ મ્હારે મ્હારો ધર્મ અને મ્હારી ફરજ પાળવી જોઇએ. પરંતુ શું મ્હેં હમેશાં દુઃખ ભોગવવા માટે જ જન્મ લીધો છે? અને કમનશીબ સીતાદેવી! તેના દુઃખની વાત યાદ આવતાં જ મ્હારૂં શરીર કંપી ઉઠે છે. શું ભગવાને તેના

નશીબમાં સુખ કદી પણ લખ્યુંજ નથી ? રાવણને ઘેર અતિશય દુઃખ ભોગવ્યા પછી તેણે જાણ્યું હશે કે: હવે કદાચ મ્હારા દુઃખનો અંત આવ્યો હશે પરંતુ ત્હેના નસીબમાં અતિશય દુઃખ જ લખ્યું હોય એમ જણાય છે. હવે બીજો ઉપાય જ નથી. પ્રજા કહે છે તે ઉપર વિચાર કરતાં તો મ્હારે સીતાનો ત્યાગ કરવો જ પડશે. પરંતુ મ્હને બેહદ દુઃખ એટલા માટે જ થાય છે કે: હું તેને પતિવ્રતા સતી જાણું છું છતાં મ્હારે તેનો ત્યાગ કરવો પડશે. અને મ્હારી પ્રજાને ન્યાય આપવો પડશે." એમ કહી રામચંદ્રજી આંખમાંથી આંસું પાડતા રડવા લાગ્યા.

થોડીવાર પછી તેમણે લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્નને બોલાવવા નોકર મોકલ્યો. મહારાજાની આજ્ઞા સાંભળી તેઓ તુરત જ તેમની પાસે ગયા. ત્યાં જઇ તેમણે જોયું કે: "રામચચંદ્રજી હથેળી પર માથું ટેકવી આંસુ કાઢી રહ્યા છે તેઓ ભાઇઓના સ્હામું જોતા પણ નથી. તેમના શોકનો પાર જ નથી રામની એવી સ્થિતિ જોઈ ત્રણે ભાઈઓના મનમાં બહુ દુઃખ થયું. તેઓ સમજી શક્યા કે: સાધારણ કારણ હોય તો રામચંદ્રજીનો હૃદય-સાગર ઉછળે એમ નથી. કોણ જાણે એવી શીએ વિપત્તિ આવી હશે કે જેથી તેઓ આટલા બધા દિલગીર થયા છે!

ત્રણેમાંથી કોઈએ તેમને કારણ પૂછવાનું સાહસ કર્યું નહિં. તેઓ ઉતરેલે ચ્હેરે, દુ:ખી હૃદયે રામચંદ્રજીના સ્હામાં ઉભા રહ્યા. રામચંદ્રજી કાંઈ પણ બોલતા નહોતા તેથી તેમના મનમાં ઘણા વિચારો ઉત્પન્ન થયા. ઘણો વખત થોભ્યા પછી લક્ષ્મણજીએ બે હાથ જોડી કહ્યું કે: "ભાઇ, તમારૂં મ્હોં આટલું બધું ઉતરી ગયું છે તેનું કારણ કહેવા કૃપા કરશો? આપને દુ:ખી થવાનું કોઈ મ્હોટું કારણ હોવું જોઇએ. એવા તે શી મ્હોટી આફત આપને માથે આવી પડી છે કે જેથી આપ આમ દિલગીર થઇ બેઠા છો? અમને બહુ ભય લાગે છે. માટે અમારા મનને શાંત કરવા કારણ જણાવો. આપની આવી સ્થિતિ જોઇને અમને મરણથી વધારે દુ:ખ થાય છે।"

લક્ષ્મણજીનાં એવાં વચનો સાંભળી રામચંદ્રજીએ આંસુ ભરેલી આંખે તેમના સ્હામુ જોયું. ત્યાર પછી ઘણી મહેનતે દિલગીરી દબાવી દઈને કહ્યું કે: "ભાઇઓ! હું મ્હોટી આફતમાં આવી પડયો છું અમારા વનવાસ વખતે દુષ્ટ રાવણ પંચવટીમાંથી સીતાજીને ઉપાડી લંકામાં લઈ ગયો હતો. ત્યાર પછી મ્હેં રાવણને મારી સીતાને છોડાવ્યાં છે. હવે મ્હારી પ્રજા કહે છે કે: સીતાજીને મ્હારે ઘરમાં રાખવાં યોગ્ય નથી. જે સ્ત્રી પારકાના ઘરમાં રહી આવી, જે સ્ત્રીનેપર પુરૂષ હરી લઇ ગયો, અને જે સ્ત્રીને પારકા

પુરૂષનો હાથ અડક્યો તે સ્ત્રીને આ પ્રમાણે ઘરમાં રાખી રઘુકુળને કાળું કલંક લગાડવું યોગ્ય નથી. એમ કરવાથી રઘુકુળનું માન અને યશ દૂર થઈ જાય છે. ભાઇઓ! પ્રજાને સુખી સંતોષી રાખવા માટે મ્હેં રાજ્યકારભાર મ્હારા હાથમાં લીધો છે. કોઇ પણ કારણથી તેમના મનને જરા પણ અસંતોષ થાય એમ કરવા હું ઈચ્છતો નથી. તેથી મ્હેં નિશ્ચય કર્યો છે કે: મ્હારે સીતાનો ત્યાગ કરવો ભાઇ લક્ષ્મણ! આજેજ સીતાએ વનમાં જવાની ઈચ્છા બતાવી છે અને મ્હેં પણ તેમની મરજી પ્રમાણે તેમને વનમાં મોકલવા હા પાડી છે. તમે આવતી કાલે તેમને વનમાં ફરવા જવાને બ્હાને કોઈ ઋષિના તપોવનમાં મૂકી પાછા આવતા રહેજો."

રામચંદ્રજીને મ્હોડેથી તેઓ આવી વાત સાંભળશે એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું તેથી એ સમાચાર સાંભળી ત્રણે ભાઇઓનાં માથાપર જાણે વિજળી તુટી પડી હોય તેટલું દુઃખ થયું. તેઓ ગુપચુપ ઉભા ઉભા રડવા લાગ્યા. છેવટે લક્ષ્મણે કહ્યું કે: "ભાઇ! તમારી આજ્ઞા મ્હેં કોઈ દિવસ ઓળંગી નથી પણ તમે આજે આ શો હુકમ કરો છો? સીતાજીને એકલા જોઇ રાવણે તેમનું હરણ કર્યું હતું, તે હું જાણું છું અને ત્યાર પછી એ મહાપાપીને તેના પાપકર્મની શીક્ષા કરી આપણે સીતા-

જીને છોડાવી લાવ્યા છીએ. પરંતુ તે પછી જે કાંઈ બનાવ બન્યો છે તે તમે ભૂલી જાઓ છો શા માટે? તમે લંકા જીત્યા પછી સીતાદેવીને ઘરમાં રાખવા ખુશી ન હતા. તેથી તેમણે અગ્નિમાં પડી પોતાના સતની પરીક્ષા આપી છે. અને સાક્ષાત્ અગ્નિદેવે પોતાને હાથે સીતાજી તમને સોંપતાં તેમના પવિત્રપણાની સાક્ષી પૂરી છે. તે શું તમે ભૂલી ગયા? તેમ છતાં તમે તેમનો ત્યાગ કરવા કેમ તૈયાર થયા છો?"

રામચંદ્રજીએ કહ્યું કે: "ભાઇ! સીતાજી તદ્દન પવિત્ર છે તે હું સારી પેઠે જાણું છું. તે સંબંધી મ્હને કાંઇ વહેમ છે? સીતાજીએ જે અગ્નિ પરીક્ષા આપી છે તે અયોધ્યા વાસીઓએ જોયું નથી; માટે જ તેઓ આ પ્રમાણે બોલે છે. અને તેથી જ તેમને વિશ્વાસ આવતો નથી. મ્હેં ધર્મને સાક્ષી રાખી પ્રજાને રાજી રાખવા માટે જ રાજ્યનો કારભાર હાથમાં લીધો છે. પ્રજાના કલ્યાણને માટે હું દરેક વસ્તુનો ત્યાગ કરી શકું છું. ભાઇ! ત્યારે શું હું મ્હારા સુખને ખાતર મ્હારો રાજ-ધર્મ છોડી દઉં? શું તમે મ્હને એવી સલાહ આપો છો?"

લક્ષ્મણે કહ્યું: "બંધુ! તમને સલાહ આપવી એવી અમારામાં શક્તિ નથી. તેમ છતાં અમારે એટલું તો કહેવું જ જોઇએ કે: લંકામાં જે અગ્નિ પરીક્ષા થઇ હતી તે કાંઇ

ખાનગી રીતે થઈ નહોતી. તે ઠેકાણે હજારો લાખો માણસો ઉભાં હતાં. તેમજ સીતાજીને અગ્નિમાં પેસતાં અને અગ્નિદેવે સીતાજીને તમારે હાથે સોંપતાં દીઠાં છે. સીતાજીએ સતી–પતિવ્રતા તરીકે એક સારૂં દ્રષ્ટાંત જગતમેં મૂક્યું છે તે શું પુરતું નથી? વળી એક વાત કહું તે સાંભળો. આ જગતૂમાં અનેક પ્રકારનાં માણસો વસે છે. બધાંની વિદ્યા, બુદ્ધિ, જ્ઞાન અને વિચારશક્તિ એક સરખી નથી. કેટલાંક માણસો એવાં છે કે: જેમને પારકી નિંદા અને પારકી કુથલીઓ કરવામાં જ આનંદ લાગે છે. તેઓ સાચ કે જૂઠ તરફ ધ્યાનજ આપતા નથી. પારકાની નિંદા કરવામાં અને પારકાની જૂઠી વાતો ફેલાવવામાં જ તેમને આનંદ લાગે છે. એવા પ્રકારનાં માંણસોને રાજી રાખવાનું કામ મનુષ્યો તો શું દેવતાઓ પણ કરી શકે એમ નથી. પ્રજાનો કયો માણસ શું કહે છે તે સાંભળીને જ જો તમે આ પ્રમાણે નિર્દયતા વાપરી સીતાજીને વનવાસમાં મોકલો તો પછી તમારાથી એવી પ્રજાની વચમાં રહેવાશે શી રીતે? કારણ કે એવા માણસાં તો રોજ રોજ તમારી ખામીઓ કાઢી તમને થકવી નાંખશે! પ્રજાને મોઢે કાંઇ ઢાંકણું છે? ભાઇ! ક્ષમા કરશો. મનના જુસ્સાથી કેટલીક વાતો કહી દીધી છે. હું તો હંમેશને માટે તમારો દાસ છું. મ્હને તમે જે હુકમ ફરમાવશો તે પાળવા હું હમેંશાં તૈયાર જ છું."

લક્ષ્મણજીનાં એ વચનો સાંભળી રામચંદ્રજીએ કહ્યું "ભાઇ! તમે જે કાંઇ કહ્યું છે તે સંબંધી મ્હેં પહેલાંથીજ વિચાર કરી જોયો છે પરંતુ બીજો કાંઇ ઉપાય જડતો નથી. એક રાજાનો જે ધર્મ છે તે મ્હારે પાળવો જ પડશે. સુર્ય-વંશને કલંક ચઢે એવું કામ હું કદી પણ :કરીશ નહિં. તમે હવે મ્હને રોકશો ના. કાલે સવારે જ મ્હારા હુકમ પ્રમાણે કામ કરજો. પણ એક વાત ધ્યાનમાં રાખજો. સીતાદેવીને હું વનવાસ મોકલું છું એ વાત તેમને ગંગા નદીને પેલે પાર જતાં સુધી તમે કહેશો "નહિં." એમ કહી રામચંદ્રજીએ ધુસકે ધુસકે રડવા માંડયુ. ભરત, લક્ષ્મણ અને શત્રુઘન રામના ચરણમાં માથું નમાવી દુ:ખી હૃદયે ત્યાંથી ચાલ્યા ગયા.

બીજે દિવસે પ્રાત:કાળમાં. પહેલાંથી નક્કી કર્યા પ્રમાણે સારથિ સુમંત્રે રથ તૈયાર કરી રાણીઓના મહેલ આગળ જઈ સીતાજીની વાટ જોતો ઉભો. લક્ષ્મણને એ સમાચાર મળ્યા એટલે તેઓ સીતાજીની પાસે ગયા. ત્યાં સીતાજી ઋષિની સ્ત્રીઓને ભેટ આપવાનાં કિમતિ લુગડાં અને ઘરેણાં વગેરેનાં પોટલાં બાંધી બેઠાં હતાં. લક્ષ્મણને જોતાં જ તેમણે કહ્યું કે: "ભાઇ! તપોવનમાં ફરવા અને ઋષિ મુનીઓનાં દર્શન કરવાના આનંદમાં ગઈ રાત મ્હને ઉંઘ જ આવી નથી. સવાર થતાં જ તમામ વસ્તુઓ તૈયાર કરી તમારી વાટ જોઉં છું. આટલા બધા વ્હેલા રામચંદ્રજી

મળશે નહિં એમ જાણી ગઈ કાલે જ મ્હેં તેમની પાંસેથી રજા લીધી છે. હવે ઢીલ કરવાનું કાંઈ કારણ નથી."

સીતાજી પોતાની તમામ વસ્તુઓ લઈ લક્ષ્મણજી સાથે રથમાં બેઠાં. રથ ધીમે ધીમે ચાલતો અયોધ્યા નગરી છોડી વનમાં આવ્યો તે વખતે સીતાના આનંદનો પાર નહોતો તેઓ કેટલીએ સાધારણ વસ્તુઓ તરફ લક્ષ્મણનું ધ્યાન ખેંચવા લાગ્યાં. લક્ષ્મણ મનના વિચારો છુપાવી સીતાજીના જેવોજ આનંદ બતાવવા લાગ્યા.

તેજ દિવસે સાંજ પડતાંજ તેઓ ગોમતીને તીરે આવી પહોંચ્યાં. અને તે રાત ત્યાંજ ગાળી. બીજે દિવસે સવારમાં તેમણે તે ઠેકાણું છોડયું અને આગળ ચાલવા માંડયું. થોડે દૂર જતાંજ ભાગીરથીને કિનારે આવી પહોચ્યાં. ભાગીરથીને પેલે પાર જતાંજ સીતાજીનો ત્યાગ કરવો પડશે એમ વિચારી લક્ષ્મણજીનું હ્રદય ચીરાઇ જવા લાગ્યું તેમણે બે દિવસથી ઘણું દુ:ખ વેઠી મનના વિચારો મનમાંજ સમાવી રાખ્યા હતા. પરંતુ ભગીરથીનાં દર્શન કરતાંજ તે વિચારો ઉછળી ઉઠયા. તેથી તેઓ ધીરજ રાખી શક્યા નહિ. તેમના હ્રદયનો શોક-સાગર ઉછળી ગયો. આંસુ વડે તેમની છાતી પલળી ગઈ. લક્ષ્મણનીએ સ્થીતિ જોઇ સીતાદેવીએ તેમને પૂછયું કે: "ભાઇ! એકા એક તમારી આવી સ્થીતિ કેમ થઇ વારૂ? શા માટે તમે આટલું બધું રડો છો વારૂ?"

લક્ષ્મણે દિલગીરી જુસ્સો દબાવી કહ્યું કે: "ભાગીરથીનાં દર્શન કરતાંજ મ્હારી એવી સ્થિતિ થઇ છે. તમે ચિંતા કરશો ના. ગંગા પાર જવાની હું સત્વર વ્યવસ્થા કરૂં છું." તુરતજ હોડીની ગોઠવણ કરી. લક્ષ્મણે સારથિ સુમંત્રને કહ્યું કે: "હવે તું અહિં ઉભો રહી અમારી વાટ જો જે." લક્ષ્મણ સીતા સાથે હોડીમાં બેઠા, હોડી સામે કિનારે થોભતાંજ સીતાજી અત્યંત આગ્રહ સાથે કિનારે ઉતરી પડયાં અને સપાટાબંધ વનમાં જવા ઈચ્છા બતાવી. એ વખતે લક્ષ્મણે આંસુ ભરેલી આંખોએ કહ્યું કે: "દેવિ! અહિં જરા થોભો. મ્હારે તમને કંઇક કહેવું છે." એમ કહી લક્ષ્મણ બાળકની પેઠે રડવા લાગ્યો. તેઓ હવે ઉભા રહી શકયા નહિં. તેઓ જમીન પર બેસી પડયા.

લક્ષ્મણજીની એવી સ્થિતિ જોઈ સીતાજી ને ઘણી બ્હીક લાગી. કોણ જાણે કેવું વિઘ્ન ઉત્પન્ન થયું હશે એમ જાણી તેમનું મ્હો ઉતરી ગયું તેઓ શું કહેશે અને શું કરશે તેની કલ્પના કરી શક્યાં નહિં. છેવટે મનનો વેગ સમાવી તેમણે લુગડાંના છેડાવડે લક્ષ્મણનાં આંસું લુછતા પૂછયું. "ભાઈ શું બનાવ બન્યો છે તે મ્હને તુરત કહો. તમારી આવી સ્થિતિ જોઇ મ્હારા મનમાં કેટલો બધો ભય ઉપજ્યો છે તે હું કહી શકતી નથી. લક્ષ્મણ! હવે ઢીલ કરશો ના. તમારી આવી સ્થીતિ કેમ થઈ છે તે મ્હને ખુલ્લી રીતે કહો! હું આવી વ્હેમ ભરેલી સ્થીતિમાં રહી શકતી નથી."

લક્ષ્મણજીએ ઘણી મહેનતે ચિત્ત ઠેકાણે રાખી કહ્યું કે: "દેવી! ત્હમને હું શું કહું? કહેતાં મ્હારૂં હૃદય ચિરાઈ જાય છે. તમે રાવણને ઘેર એકલાં રહ્યાં હતાં તે કારણે અયોધ્યાની પ્રજા તેમની મરજીમાં આવે તેવું તમારા ઉપર કલંક ચઢાવે છે, અને તમારા પવિત્રપણા માટે વ્હેમ લાવે છે. મ્હારા મ્હોટા ભાઇ રામચંદ્રજીએ એ વાત સાંભળી ત્યારે પોતાનો રાજ–ધર્મ પાળવા અને પ્રજાને સંતોષ આપવા તમારા ઉપરનો પ્રેમ દયા અને માયા ભુલી જઇ, અમારા કૂળ ઉપર ચઢતું કલંક ટાળવા માટે તમને વનવાસ મોકલવા નિશ્ચય કર્યો છે. તેમનો હુકમ છે કે: તમને ઋષિ વાલ્મીકના આશ્રમમાં મૂકી દેવાં દેવિ! આપણે વાલ્મીકિના આશ્રમમાં આવી પહોંચ્યાં છીએ."

લક્ષ્મણના મ્હોમાંથી આવી શોક ભરેલી વાર્તા સાંભળી સીતા દેવીના માથા ઉપર જાણે વિજળી પડી હોય તેટલું દુ:ખ થયું. તેમણે વિચાર થયો કે: જાણે તેઓ ખરા જગત્‌થી ઘણે દૂર આવી પડયાં છે. તેઓ વિચારવા લાગ્યાં કે શું આ સ્વપ્ન છે? થોડીવાર પછી ચિત્તને શાંત કરી ગદ્દ ગદ્દ કંઠે તેમણે લક્ષ્મણને કહ્યું કે: "ભાઈ! એમાં કોઇનો દોષ નથી. ભાગ્યમાં લખેલું કોઈથી ટળી શકતુ નથી. હમેશાં દુ:ખ ભોગવવા માટેજ સીતાનો જન્મ થયો છે. વિધાતાની એ રચના કોણ ફેરવી શકે એમ છે? હું રાજાની કન્યા, અને રાજાની સ્ત્રી થઈ છતાં પણ હારા જેવું દુ:ખ

આ જગત્‌મા બીજી કોઈ સ્ત્રીને ભાગ્યેજ હશે. પૂર્વ જન્મે કદાચ મ્હેં કોઈ પતિવ્રતા સ્ત્રીને તેના પતિનો વિયોગ કરાવ્યો હશે. તેથીજ આ જન્મે એ પાપનું ફળ હું ભોગવું છું ભાઈ લક્ષ્મણ! તમે રડશો ના. દુઃખી સીતાના નસીબમાં જે લખાયું હોય તે થવા દો. હવે ઢીલ કરશો ના. તમે ઉતાવળે તમારા મ્હોટા ભાઇની પાસે ચાલ્યા જાઓ. મને વનવાસી કરી તેઓ બહુ દુઃખી થયા છે એમાં સંદેહ નહિ. તેમનું ચિત્ત શાંત થાય અને દીલગીરી દૂર થાય એવા તમે યત્ન કરો. જાઓ, જલદી એમની પાસે જાઓ. તમે તેમને કહેજો કેઃ “મ્હારો ત્યાગ કર્યો છે તેથી હું તમારા ઉપર ક્રોધે ભરાઇ નથી તેમજ નારાજ થઇ નથી. પ્રજાને ખુશી રાખવી એજ રાજાનો ધર્મ છે. તમે રાજ–ધર્મ પાળ્યો છ. અનેક પ્રજાને સંતોષ આપવા માટે તમે મ્હને નિરદોષ જાણવા છતાં પણ મ્હને વનવાસી બનાવી છે. તમે મ્હારા ઉપર વ્હેમ લાવ્યા છો એવું હું કદી પણ માનીશ નહિં. તમારૂં હૃદય એટલું બધું નઠોર થાય એવું નથી. તમારા ઉપર એટલો બધો વિશ્વાસ છે. એ વિશ્વાસ જે દિવસે મ્હારા મનમાંથી દૂર થશે તે દિવસે હું ઘોર નરકવાસી થઇશ. ભાઇ લક્ષ્મણ! તમારા મ્હોટા ભાઈના ચરણમાં મ્હારી એક નમ્ર વિનતિ છે- તમે તેમને કહેજો કે: તમે લોકોના કહેવાથી મ્હને રાજ્યમાંથી વનવાસી કરી છે પરંતુ તેથી મ્હને તમે તમારા હૃદયમાંથી વિસારશો નહિ.

તેમને કહેજો કેઃ આ જગ્યા આટલી બધી વેગળી છે એ કાંઇ મનમાં લાવવા જેવું છે. હૃદયમાં મ્હને જગ્યા મળશે તો આટલું બધું છેટું કશા લેખામાં નહિં ગણાય. લક્ષ્મણજી ! આંસુ બંધ કરો. રડો ના. હું બેસતાં, ઉઠતાં, ખાતાં, પિતાં. સુતાં અને દરેક કામ કરતી વખતે રામચંદ્રજીનુંજ ધ્યાન કરીશ. તેઓ મ્હારા પ્રાણથી અધિક વ્હાલા દેવતા છે. મ્હેં મ્હારા હૃદયમાં તેમને માટે સોનેરી સિંહાસન બનાવ્યું છે. તે આસન ઉપરજ હું તેમને હમેશાં બિરાજેલા જોઈશ. હું ગમે તે સ્થળે રહીશ તો પણ તેઓ મ્હારા ભગવાન છે હું તેમની દાસી છું તેઓ રાજા છે. હું રાણી છું. તેઓ ગુરૂ છે. હું શિષ્ય છું તે દેવતા છે. હું તેમનો સાધક છું. તેઓ અયોધ્યાના રાજા મહારાજા રામચંદ્રજી છે. હું વનવાસિની રામ પ્રિયા છું. એ મ્હારો અધિકાર કોઈ ખુંચવી લે તેમ નથી. એ ઉંચા આસન ઉપરથી મ્હને કોણ નીચે પાડે એમ છે. પ્રેમના એ સ્વર્ગથી મ્હને કોણ દૂર કરી શકે એમ છે ? ભાઈ ! શું લંકામાં મ્હેં જે અગ્નિ પરીક્ષા આપી છે તે તમે ભુલી ગયા છો? તે વખતે મ્હને સતીત્વનો ગર્વ હતો. તે વખતે મ્હને પતિવ્રતપણાનો ગર્વ હતો. તે વખતે મ્હારા સતીત્વને કલંક લાગતું હતું. પરંતુ આજે હવે તે દિવસ નથી. આજે હવે હું સીતા નથી. તે સમયે હું એક યુવતી હતી. આજે હું એક માતા છું. આજે હું માતાના ઉંચા આસન

પર બેઠી છું. આજે મ્હારા ગર્ભમાં રાજા રામચંદ્રનું સંતાન બિરાજે છે. હવે મ્હારે પરીક્ષા આપવાની પણ જરૂર નથી: તેમજ હવે મ્હારે અધિકારી થવાથી પણ જરૂર નથી: ભગવાને પોતેજ મ્હને અધિકારી બનાવી છે. ભાઈ! તમે કહેજો કે: "ભગવાનનું રાજ્ય છોડીને હું ક્યાં જઈશ. જાઓ, ભાઈ, હવે તમે ઉતાવળે પગલે જાઓ. રાજા રામચંદ્રજી અધીરા બની ગયા હશે. તમારી ફિકર કરતા હશે. લક્ષ્મણ તમને મ્હારી એક પ્રાર્થના છે. મ્હારે માટે તમે અનેક કષ્ટ સહન કર્યાં છે. તમારા કોમળ હૃદયમાં તમે અણીદાર બાણનો માર સહન કર્યો છે. ભાઈ! તમે મ્હારી પાસે સોગન ખાઓ કે: "તમે રામચંદ્રજીને કદીપણ એકલા નહિ રહેવા દો: તમે સદા તેમની સાથેને સાથેજ રહેજો: તેઓ સુખી થાય તેવાજ સદા યત્ન કરજો. તમારૂં મન, વચન અને કર્મ રામચંદ્રજીના સુખ માટેજ હોવું જોઈએ. તેઓ સુખી છે, તેઓનું શરીર સારૂં છે, એવા સમાચાર લોકોને મ્હોડેથી સાંભળી હું આનંદ પામીશ. હું વનવાસનાં બધાં દુ:ખો સહેલાઇથી સહન કરી શકીશ. જાઓ, "ભાઈ! હવે ઢીલ કરશો ના. લક્ષ્મણ, સાંભળો માતા કૈકયી માતા સુમિત્રા અને માતા કૌશલ્યાને મ્હારા જેવી તેમની દુ:ખી પુત્રવધુના ભક્તિ પૂર્વક પ્રણામ કહેજો. તેમને કહેજો કે: "તમારા આશીર્વાદથીજ પતિનાં ચરણનો આશ્રય ગુમાવી બેઠેલી, પતિનો વિયોગ પામેલી અભાગી સીતા

પતિના ધ્યાનમાંજ ગુલતાન રહી રહી આવા ઝાડી ખાનારા પશુઓવાળા જંગલમાં પણ સુખ માની લેશે. વધુ શું કહું લક્ષ્મણ ! મ્હારી વ્હાલી બ્હેન ઉર્મિલાને મ્હારા પ્રેમપૂર્વક આશીર્વાદ કહેજો. અને તમે પણ મ્હારા આશીર્વાદ સાથે તમારા જ્યેષ્ટબંધુના ચિત્તને આનંદ આપવા માટે તૈયાર રહેજો. જો, જો, લક્ષ્મણ ! મ્હારી આ છેલ્લી ભલામણ ભુલી જશો નહિં."

લક્ષ્મણે સીતા દેવીના ચરણમાં નમસ્કાર કરી ધીમે ધીમે હોડીમાં પગ મૂકયો. થોડીવારમાંજ હોડી ભાગીરથીને કિનારે જઈ પહોંચી. લક્ષ્મણ કિનારે ઉતરી રથમાં બેઠા. રથ ચાલવા લાગ્યો. જેટલી વાર સુધી જોઇ શકાયું તેટલી વાર સુધી લક્ષ્મણે સીતાજીના સ્હામે જોયા કર્યું. સીતાજી પણ રથ તરફ જોઈ રહ્યા હતાં. રથ જ્યારે દેખાતો બંધ પડયો ત્યારે સીતાજી ચારે દિશાચાં અંધકાર જોવા લાગ્યાં હવે તેમણે આંખના આંસુથી તેમનું લુગડું પલળવા લાગ્યું. તેમણે પવિત્ર ભાગીરથીને કિનારે બેસી ઘણુંયે આંસુ પાડયાં.

થોડીવારમાંજ ઋષિ કુમારો ફરતા ફરતા ભાગીરથીને કિનારે આવી પહોંચ્યા. તેમણે સીતાજીને રડતાં દીઠાં. દેવિના જેવી એક સ્ત્રીને જોઇ તેમણે તેમને કંઈ પણ પૂછવાનું સાહસ કર્યું નહિં. તેઓ તો ઉતાવળે પગલે

મહર્ષિ વાલ્મીકિ પાસે જઈ કહેવા લાગ્યા કેઃ ભગવન્ ! અમે નદી કિનારે એક અલૌકિક રૂપવતી સ્ત્રીને રડતી જોઇ આવ્યા છીએ. તેની સાથે કોઈપણ નહોતું. અમે તેમને કંઇ પણ પૂછપરછ કરવી ગેરવ્યાજબી સમજી તમને ખબર આપવા આવ્યા છીએ."

ઋષિ કુમારોને મ્હોડેથી આ વાત સાંભળી મહર્ષિ તુરતજ ભગીરથીને કિનારે જઇ પહોંચ્યા. અને સીતાને કહેવા લાગ્યા કે મારા તપના બળવડે ત્હારા સમાચાર મળ્યા હતા. ત્હારી ઓળખાણ પણ મ્હારાથી અજાણી નથી. તું એમ ન સમજી શકે તું આ સ્થળે એકલી છે. તને આશ્રય આપવા માટે તો મ્હેં આટલી બધી તપસ્યા કરી છે. આવ, બેટા ! રઘુકુલની રાજલક્ષ્મિ ! મ્હારૂં તપોવન આજે ત્હારા જેવી સતીના પગલાથી પવિત્ર થાઓ. મ્હારૂં સદ્ ભાગ્ય એ છે કેઃ આટલા બધા દિવસ પછી મ્હારી ઇચ્છા પરિપુર્ણ થઇ. હું ત્હારા રક્ષણ–પોષણનો ભાર મ્હારે માથે લઉ છું."

મહિર્ષિનું કહેવું સાંભળી સીતાદેવીનું હૃદય શાંત થયું. તેણે ગદ્ ગદ્ થઇ મહિર્ષનાં ચરણમાં નમન કર્યું. વાલ્મીકિએ તેને આશીર્વાદ દીધો કેઃ " રઘુકુલ દિપાવે એવો પુત્ર થાઓ " ત્યાર પછી બોલ્યા કે " બેટા ! હવે વિલંબ કરશો ના. મ્હારા આશ્રમમાં ચાલો." એમ કહી

તેઓ સીતાને પોતાની સાથે આશ્રમમાં તેડી લાવ્યા અને સીતાની ઉંમર બરાબરની મુનિ કન્યાઓને તેમના રક્ષણનો ભાર સોંપ્યો. સીતાના જેવી બ્હેનપણી મેળવી મુનિ કન્યાઓને પણ ખુબ આનંદ થયો. અને સીતાનું મન પ્રસન્ન રહે એવા ઉપાયો કરવા લાગ્યા.

---

## પ્રકરણ નવમું.



કેટલાક દિવસ પછી સીતાદેવીએ બે જોડકાં બાળકને જન્મ આપ્યો. તપો વનવાસી મુનિપત્ની અને મુનિ કન્યાઓના આનંદનો પાર રહ્યો નહિ; તપોવનમાં સીતાની સેવા કરવા માટે જેટલા પ્રયત્ન કરવા જોઇએ તેટલા કરવામાં બાકી રાખ્યું નહિ; મહર્ષિ વાલ્મીકિએ નિયમ પ્રમાણે બાળકના નીતકર્મ વગેરે સંસ્કાર કરી મ્હોટાનું નામ કુશ અને ન્હાનાનું નામ લવ પાડયું, વનવાસિની સીતાદેવીએ બન્ને કુમારોનાં સુંદર મ્હોં જોઈ બધું દુઃખ વિસારી દીધું. હવે તેને એક કામ મળી ગયું આટલા દિવસ તે માત્ર રામચંદ્રજીના ધ્યાનમાંજ દિવસો ગાળતી હતી. હવે રામચંદ્રજીનાં બે બાળકોનું રક્ષણ કરવાનો ભાર તેને માથે પડયો. તેઓ બન્ને પુત્રોને ઘણા લાડથી ઉછેરવા લાગ્યાં.



સીતા-વાલ્મીકિ-આશ્રમમાં

પાનું [illegible]

(વાંચો) સચિત્ર

# વીજયા વિજય.



કીંમત ૦—૧૦—૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ—અમદાવાદ

મહર્ષિ વાલ્મીકિએ કુશ અને લવને વિદ્યા શીખવવાં નો ભાર પોતાને માથે લીધો. ઋષિ કુમારો જે વિષયનું જ્ઞાન મેળવે છે તેટલોજ વિષય આબે બાળકોને શિખવવાથી કામ પતે એમ નહોતું. તેઓ કાંઇ ઋષિ બાળક નહોતા. ત્રિકાળ જ્ઞાની મહાર્ષે વાલ્મીકિ બન્ને બાળકનું ભવિષ્ય પણ જાણતા હતા તેથી બન્ને બાળકોને ક્ષત્રિય રાજ કુમારોને ઉપયોગી થઈ પડે એવી વિદ્યા શીખવવાનો વિચાર કરવા લાગ્યા. બન્ને બાળકો મહાન્ બુદ્ધિવાળા હતા. તેમાં વળી માતાની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા. વળી તે ઉપરાંત એક ઉત્તમ પ્રકારના ઋષિ તેમના શિક્ષક બન્યા. એમ થવાથી તેમનું શિક્ષણ બહુ સારૂં ચાલવા લાગ્યુ. લોકોની વસતીથી ઘણોજ દૂર, મહર્ષિ વાલ્મીકિના શાંતિમય તપો વનમાં, ઝાડની નીચે બેસાડી મહર્ષિ બન્ને બાળકોને અનેક શાસ્ત્રોનો ઉપદેશ આપતા. કોઈ વખત તેમને વનમાં લઈજઇ ધનુષ્યબાણ અને જૂદાંજૂદાં હથિઆરનો ઉપયોગ શીખવતા.મહર્ષિએ ખાસ ઇચ્છાથી બન્ને બાળકોને એક બીજી વિદ્યાનું પણ શીક્ષણ આપ્યું હતું. તેઓ પોતે સંગીત શાસ્ત્રમાં બહુ કુશળ હતા. તેથી તેમણે કુશ અને લવને સંગીતનું શિક્ષણ આપ્યું હતું. કેટલાક દિવસથી તેઓ "રામ ચરિત્ર" નામનો એક ગ્રંથ લખતા હતા. કુશ અને લવ જે વખતે તેમની પાસે વિદ્યા શીખતા તે વખતે મહર્ષિએ રામાયણ ગ્રંથ પૂરો કર્યો હતો. મહર્ષિએ કુશ અને લવને તેજ રામાયણ ગ્રંથ

શીખવવા માંડ્યો, એ ગ્રંથ સંગીતમાં હતો. બન્ને બાળકો જે વખતે વીણા વાજીંત્ર લઈને "રામાયણ ગાતાતે વખતે જાણે આખી પૃથ્વીના જીવજંતુઓ સ્તબ્ધ થઈ, તાન પલટા વાળું વિશુદ્ધિ ગાયન સાંભળતા. બાળકોને ખબર ન હતી કે; તેઓ પોતાના જ પરમ પૂજનીય પિતાનું જીવન ચરિત્ર ગાઈ રહ્યા છે. તેઓ જાણતા હતા કે: સૂર્યવંશી રાજા રામચંદ્રજી જેવો મહાન્ રાજા પૃથવી પર બીજો કોઈ છે જ નહિ. તેજ રામચંદ્રજીનાં ગુણ ગાઈ પોતાની જીંદગીને ધન્ય માનતા હતા.અને સીતાદેવી જે વખતે પોતાનાં બાળકોને મ્હોડેથી રામ-ચરિત્ર સાંભળતાં તે વખતે તેમની આંખોમાંથી આંસુની ધારા વહેતી. તેઓ એકીટસે પોતાનાં બાળકોની સ્હામે જોઈ રહેતાં. મહર્ષિએ તેમને એ વિદ્યા શીખવીને સંતોષ માન્યો નહિ. જે બાળકો ભવિષ્યમાં અયોધ્યાના રાજા થવાના છે, તેમને અત્યારથી જ રાજ્યનીતિ શીખવવી જરૂરનું હતું. પરંતુ રાજ્ય ચલાવવાનું શિક્ષણ કેવી રીતે આપવું અને રામચંદ્રજી કયે ઉપાયે પાછાં સીતાજીને પોતાના રાજ્યમાં બોલાવે તેજ ઉપાય મહાર્ષિ શોધવા લાગ્યા.

જે મનુષ્ય જે વસ્તુને શોધે છે તેને તે મળ્યા વિના રહેતી નથી. મહર્ષિ જે ઉપાય શોધતા હતા તે તેમને તુરતજ મળી ગયો. એક દિવસ સાંજને વખતે એક માણસે આવી મહર્ષિને એક નિમંત્રણ પત્રિકા આપી; મહારાજા રામચંદ્રજીએ અયોધ્યામાં અશ્વમેધ નામનો યજ્ઞ

શરૂ કર્યો હતો. તે યજ્ઞોમાં પધારવાનું નિમંત્રણ પત્ર હતું. મહાર્ષિએ તે માણુસને વિશ્રામ કરવા ને ‌‌હ્વાને કંઇક વિદાયગિરિ આપી. તેઓ મનમાં ને મનમાં જ વિચાર કરવા લાગ્યા કે; હું જે કામ કરવા તૈયાર થયો છું તે માટે ભગવાને રસ્તો શોધી આપ્યો છે. કુશ લવને સાથે લઇ હું અશ્વમેધ યજ્ઞમાં જઇશ. તેઓ ઋષિ કુમારના નામથી યજ્ઞ સ્થાનમાં અને અયોધ્યા નગરીમાં અનેક સ્થાને રામાયણનાં ગાયનો ગાઈ સંભળાવશે. તેમને જે પ્રકારે વિદ્યા શિખવી છે અને તેમના શરીરના અવયવો સાથે મહારાજા રામચંદ્રજીના અવયવો મળતા આંવે છે તેથી બાળકો તરફ મહારાજનું મન ખેંચાશે જ તેમાં જરા પણ સંદેહ નહિં. તેમ થશે એટલે મ્હારા વિચાર ફળીભુત થશે.પરંતુ માતા સીતા દેવીની રજા વગર તેમના બાળકોને આયોધ્યામાં લઇ જવાંએ મ્હને ઠીક લાગતું નથી, મનમાં એવો વિચાર કરતા કરતા મહર્ષિજી સીતાદેવીની પર્ણકુટીરમાં ગયા. અને બોલ્યા કે; બેટા ! રાજા રામચંદ્રજી અશ્વમેધ નામનો યજ્ઞ કરે છે. મ્હને તે યજ્ઞમાં જવાનું નોતરૂં મળ્યું છે. તમારાં બન્ને બાળકોને હું મ્હારા શિષ્ય તરીકે મ્હારી સાથે લઈ જવા ચ્હાઉં છું. તમને કંઇ અચડણ છે ખરી કે ?" સીતાદેવીએ ધીમેથી નમ્રતા પૂર્વક ઉત્તર દીધો કે, "ભગવાન્! જો કે એબે બાળકો મ્હારા ગર્ભમાંથી ઉત્પન્ન થયાં છે ખરાં, જો કે મહારાજ રામચંદ્રજીના એ બાળકો કહેવાય છતાં પણ અમે તેમનાં ખરાં સગાં નથી. ખરૂં કહું તો

તમેજ તેમના માતાપિતા છો. તેમના કલ્યાણને માટે તમે જે કરશો તેનાથી વિરૂદ્ધ કોઈ કાંઇ પણ કહી શકે એમ નથી. જો કે હાલતો માત્ર નામના વડિલ છે ખરા પણ તે નહિં જેવાજ. તેઓ પિતાના પ્રેમથી દૂર છે. અયોધ્યામાં ગયા પછી કેવી રીતે વર્તવું તે બન્ને બાળકોને આપ સારી પેઠે શીખવજો. મહારાજ! તેઓ કુટીરમાં રહેનાર દુઃખી સીતાનાં બાળકો છે. તમારા પ્રેમથી તે ઉછર્યાં છે. મ્હોટાં નગરનો તેમને જરા પણ અનુભવ નથી. તેઓ રાજ પુત્ર છે તે પણ જાણતા નથી. એવી સ્થીતિમાં તેઓ તમારા શિશ્યત્વને ખામી ન લગાડે એવી ચોકસી રાખશો"

મહર્ષિએ કુશ લવને પાસે બોલાવી અયોધ્યા જવા સંબંધી હકીકત જણાવી. તેઓ રામચંદ્રજીનાં દર્શન કરવા પામશે એ આશાથી આનંદ પામવા લાગ્યા. આશ્રમમાં રહેતી ઋષીકુમારીઓએ નિમંત્રણ પત્ર લાવનારને પૂછયું હતું કે: "યજ્ઞ તો સ્ત્રી સાથે બેસાડી કરવો જોઇએ. રામચંદ્રજીને તો સ્ત્રી નથી ત્યારે શું તેમણે બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે.?" તેણે જવાબ આપ્યો કે: "ના, તેમણે બીજી વખત લગ્ન કર્યું નથી. તેમણે તો સોનાની સીતા મૂર્તિ બનાવી શાસ્ત્ર પ્રમાણે યજ્ઞ કરવા માંડયો છે." ઋષીકુમારીઓએ એ વાત સીતાજીને કહી હતી. એ સાંભળી સીતાજી પોતાને અતિશય ભાગ્યશાળી માનવા લાગ્યા. તેમણે મનમાંજ કહ્યું કે: "ધન્ય મહારાજ રામચંદ્રજી! ધન્ય છે મ્હારા જેવી હમેશાની દુઃખી તમારી ધર્મ પત્ની

સીતાને ! મ્હારી જીંદગી સુધી એ સમાચાર હું ભૂલીશ નહિં. તેમના એ આચરણથી મ્હને ઘણો જ આનંદ થયો છે. ”

મહર્ષિ વાલ્મીકિ પોતાની સાથે બે રાજકુમાર ને ઋષિબાળકના વેશમાં અયોધ્યા સાથે લઈ ગયા. વખતસર તેઓ યજ્ઞની જગ્યામાં પહોંચ્યા. બન્ને ઋષિકુમાર યજ્ઞ સ્થળમાં અને અયોધ્યામાં રામ–ચરિત્ર ગાવા લાગ્યા. બાળકોને મ્હોડેથી જેઓ તે મધુરૂં સંગીત સાંભળતા તે અતિ આનંદ પામતાં ધીમે ધીમે એ વાત મહારાજ રામચંદ્રજીને કાને ગઇ. તેમણે ઘણા પ્રેમથી બન્ને બાળકોને રાજસભામાં બોલાવી રામ ચરિત્ર ગવડાવ્યું. તેઓ રાજસભામા આવ્યા ત્યારથીજ રામચંદ્રજી તેમના મ્હો સહામે જોઇ આશ્ચર્ય પામતા હતા. રામચંદ્રજીના હૃદયમાં એક પ્રકારનો પ્રેમભાવ ઉત્પન્ન થયો. તેઓ વિચારવા લાગ્યા કે “ બાલ્યા-વસ્થામાં મ્હારી મૂર્તિ આ બાળકોના જેવીજ હતી. શું તેઓ મ્હારી મૂર્તિની નકળ બનાવી તો અહિં નથી આવ્યા તેઓ બાળક તરફ જેમ જેમ નજર નાંખતા ગયા તેમ તેમ તેમના મનમાં નિશ્ચય થયો કે આ બન્ને સીતાદેવીનાં બાળકોજ હોવાં જોઇએ. તે સિવાય આવું રૂપ હોય જ નહિં ત્યાર પછી બાળકો જ્યારે મધુર કોમળ કંઠ વડે તેમનાં જ કીર્તિ ગાયન કરવા લાગ્યાં ત્યારે તેમની ખાત્રી થઈ. હવે તેઓ ધીરજ રાખી શકયા નહિં. તેમની બન્ને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં ઘણી મહેનતે

તેમણે મનનો વેગ સમાવી બન્ને બાળકોને ઇનામ આપવા માટે સેવકોને આજ્ઞા ફરમાવી. એ વખતે કુશ અને લવે બે હાથ જોડી કહ્યું કે: “ મહારાજ ! અમે કુટીરમાં રહેનાર ફળ,–મૂળ ખાનાર. અમને ધન રત્નની કદી પણ જરૂર પડતી નથી. અમે તમારી સ્હામે તમારા ગુણ કીર્તન કરવા ભાગ્યશાળી થયા છીએ તેજ અમારૂં સદ્ ભાગ્ય સમજીએ છીએ. એજ અમને પુરતું ઈનામ મળી ગયું છે. એથી વધારે ઇનામની અમે પ્રાર્થના કરતા નથી.” બન્ને બાળકોનાં એ મધુર વચનો સાંભળી રામચંદ્રજીને વિશેષ આનંદ મોહ ઉપજ્યો. બાળકોને પૂછવાથી તેઓ જાણી શક્યા કે બન્ને બાળકો મહર્ષિ વાલ્મીકિના શિષ્ય છે. તેજ ક્ષણે તેમણે મહર્ષિને રાજસભામાં તેડી લાવવા એક દિવાન ને મોકલ્યો. મહર્ષિ ત્યાં આવ્યા. રામચંદ્રજીએ તેમનાં ચરણમાં મસ્તક નમાવ્યું અને એક સારૂં આસન આપ્યું મહર્ષિ આસને બેઠા પછી રામચંદ્રજીએ નમ્રતાથી બન્ને બાળકોની ઓળખાણ પૂછી. એટલે મહર્ષિએ સીતાજી વનમાં ગયા ત્યારથી તે અત્યાર સુધીની તમામ હકીકત કહી સંભળાવી અને કહ્યું કે: “ મહારાજ ! આ બન્ને આપના પુત્ર છે. મ્હેં અત્યાર સુધી યથા યોગ્ય તેમને શિક્ષણ આપ્યું છે. અને તેમનું પ્રતિપાલન કર્યું છે. હું સ્પષ્ટ કહું છું કે: દેવિ સીતા તદ્દન પવિત્ર સ્ત્રી છે. તે સાક્ષાત્ દેવિ સ્વરૂપ છે. તેમના જેવી સતી સ્ત્રી આ જગતમાં બીજી ભાગ્યે જ હશે.”

રાજા રામચંદ્રજીએ પોતાના દિવાન વગેરે સાથે સલાહ મસલત કરી વાલ્મીકિજીના આશ્રમમાંથી સીતાજીને તેડી લાવવા માણસો મોકલ્યાં. થોડા વખતમાંજ સીતાજી વાલ્મીકિના રહેવાને ઠેકાણે આવી પહોંચ્યાં. બીજે દિવસે રાજ સભામાં બધાં માણસોના દેખતાં સીતાજીને ફરીથી ઘરમાં પ્રવેશ કરવાની વ્યવસ્થા થઈ. નક્કી કરેલે વખતે સીતા, કુશ, લવ અને બીજા શિષ્યો સાથે મહર્ષિ વાલ્મીકિ સભામંડપમાં આવી પહોંચ્યા સર્વે પોતપોતાનાં આસન પર બેઠાં. મહર્ષિએ ઉભા થઇ ઉંચે અવાજે કહ્યું કે: " તમે સર્વે જાણો છો કે: મહારાજ રામચંદ્રજીએ વિના કારણે, લોકોના કહેવાથી પવિત્ર સતી શિરોમણી સીતાજીને વનવાસ કરવા મોકલી દીધાં હતાં. સીતાજી પવિત્ર અને અતિ શુદ્ધ છે. એમાં કંઈ પણ શક નથી. આ વખતે હું તમને આગ્રહ કરૂં છું. કે: " રામચંદ્રજી સીતાજીને ફરીથી સ્વીકારે તે માટે તમે બધા કબુલ થાઓ."

મહર્ષિ વાલ્મીકીના એ વચનો સાંભળી ત્યાં હાજર રહેલા રાજાઓ અને પ્રજાના મુખ્ય આગેવાનોએ કહ્યું કે " અમે નિષ્કપટી ચિત્તે કહીએ છીએ કે: મહારાજા રામચંદ્રજીએ સીતાજીને ફરીથી પોતાનાં ધર્મપત્ની તરીકે સ્વીકારવાં જોઇએ. " પરંતુ મહર્ષિએ ચારે દિશામાં નજર ફેરવતાં માલુમ પડયું કે: " આ કામમાં બધાની હાથતી નથી. તેથી તેમણે સીતાજીને કહ્યું કે: " બેટા ! તમારી પવિત્રતા સંબંધી પ્રજાના મનમાંથી વહેમ જતો નથી.

માટે હવે તમે બધાં ના દેખતાં તમારા સતીત્વનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવીને સર્વનાં અંતઃકરણમાંથી વ્હેમ દૂર કરો."

વાલ્મીકિજીનાં એ શબ્દો સાંભળી સીતાદેવીએ એક વખત મહારાજ રામચંદ્રજીના મ્હો સામે જોયું. ત્યાર પછી કહ્યું કે: "શું મ્હારી પરીક્ષા? હજી પણ પરીક્ષા? શું એવી પરીક્ષાનો હજી પણ અંત ના આવ્યો? પૃથ્વી માતા! આજે તમે મ્હારી પરીક્ષાનો અંત લાવો!"

સીતાજીનું એ છેલ્લું વાકય પુરૂં થતાં પહેલાંજ એકાએક પૃથ્વીના બે વિભાગ થઇ ગયા. તેમાંથી એક દિવ્ય પ્રકાશ બહાર નીકળ્યો. તે પ્રકાશની વચમાં એક સુંદર સિંહાસન હતું સિંહાસન ઉપર પૃથ્વીદેવી બિરાજેલાં હતાં. તે દેવીએ બે હાથ લાંબા કર્યા અને સીતાદેવાને ખોળામાં બેસાડયાં. જોતજોતામાં સિંહાસન, પૃથ્વીમાતા અને સીતાદેવી પૃથ્વીમાં અંતર્ધાન થઈ ગયાં. સભામાં બેઠેલા બધા સભાસદો સ્તબ્ધ થઈ ગયા. ત્યાર પછી કોન જાણે કયા મોહની મંત્રથી મોહ પામી, સભામાં બેઠેલા રાજા, પ્રજા, ધનવાન ગરીબ, પંડિત, મૂર્ખ અને ઉંચ, નીચ, બધાં માણસો ગર્જના કરી ઉઠયાં કે:—

" जय ! सीतादेवीनो जय !





સીતા અગ્નિ પરિક્ષા.   પાનું ૮૫

એડવર્ડ પ્રેસ-અમદાવાદ.